શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી કૃત,

શ્રી

# વીશસ્થાનકપદ પૂજા

( જેમા પૂજા, અર્થ-નોટ, વિધિ, ચૈત્યવંદન, સ્તવન, મંડળ વગેરે આવેલ છે )

શ્રીયુત ઝવેરભાઈ ભાઇચંદ ભાવનગર નિવાસીની આર્થિક સહાયવડે

છપાવી પ્રસિદ્ધકર્ત્તા,

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.

વીર સં ૨૪૬૨ આત્મ સં ૪૦ વિક્રમ સં ૧૯૯૨

મુદ્રક-શાહ ગુલાબચંદ લલ્લુભાઇ
શ્રી મહોદય પ્રીંટીંગ પ્રેસ, દાણાપીઠ—ભાવનગર

શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા નં ૭૭

# वीशस्थानक पदाराधन प्रसंगे
# श्री तीर्थंकर परमात्माने पूर्वना त्रीजा
# जन्ममां उत्पन्न थयेलो मनोरथ.

अहमेतानतः कृच्छ्राद्यथायोगं कथंचन ।
अनेनोत्तारयामीति वरबोधिसमन्वितः ॥१॥

तत्तत्कल्याणयोगेन कुर्वन् सत्त्वार्थमेव सः ।
तीर्थकृत्त्वमवाप्नोति परं सत्त्वार्थसाधनं ॥२॥

" મોહાંધકારવાળા ગહન સંસારમાંથી ઉચિત યોગોવડે કોઇ પણ રીતે 'હુ" ધર્મતેજવડે પ્રાણીઓનો ઉદ્ધાર કરૂં "

[ સવિજીવ કરૂં શાસન રસી. ]

" તે તે ( વીશ પદોના આરાધનરૂપ ) કલ્યાણકારી યોગોની સાધના-પુરૂષાર્થ કરતાં કરતાં (જગતના) પ્રાણીઓને ઉપકારક એવું તીર્થંકર પદ પ્રાપ્ત કરે છે.

[ યોગબિંદુ-શ્રીમદ્દ હરિભદ્રસૂરિ ]

## ५१ अर्थयुक्त गुरुस्तुति

योगाभोगानुगामीद्विजभजनजनि शारदारक्तिरक्तो ।
दिग्जेताजेतृजेतामतिनुतिगतिभि पूजितो जिष्णुजिह्वै ॥
जीयाद्दायादयात्रीखलखलदलनोलोललीलस्वलज्ज ।
केदारौदास्यदारी विमलमधुमदोद्दामधामप्रमत्त ॥



न्यायाम्भोनिधि श्रीमद् विजयानन्दसूरि–
( आत्मारामजी महाराज )

श्री महोदय प्रेस–भावनगर

# નિવેદન

તીર્થંકર નામકર્મ ઉપાર્જન જે મહાન તપના આરાધનથી થાય છે અને મુક્તિરૂપ સાધ્ય પ્રાપ્ત જે વડે તુરતજ થાય છે, તેને પરમાત્માએ વીશ સ્થાનક તપ કહેલ છે અને તે તે માટે મુખ્ય આલંબન હોવાથી ભક્તિ અને જ્ઞાનથી ભરપૂર છે તેના આરાધન સમીપ પૂર્વ કર્મોની કોટાકોટીઓ ક્ષય થયા પછી જ આટલા વિકાસક્રમ ઉપર આત્મા પહોંચે છે આ વીશસ્થાનકોમા ગુણી અને ગુણોનો સમન્વય છે

પ્રથમ આ મહાન તપના આરાધન કરવા માટે તેનુ સંપૂર્ણ જ્ઞાન હોવુ જોઇએ અને તેનુ જ્ઞાન થવા માટે જોઇએ તેવા ગુજરાતી ભાષામા સમજી શકાય તેવા ગ્રંથો પણ પ્રકટ થયા નથી, પરંતુ સંક્ષિપ્ત રીતે જ્ઞાન થવા માટે જુદા જુદા પૂર્વાચાર્ય મહારાજાઓએ તેનો ભાવ વીશ સ્થાનકની પૂજા બનાવી તેમા આપ્યો છે

આ વીશ સ્થાનકની પૂજા શ્રી વિજયલક્ષ્મીસૂરીશ્વરજી તથા શ્રીમદ્ રૂપવિજયજી મહારાજ કૃત તથા વર્તમાન આચાર્ય શ્રી વિજયાનંદસૂરીશ્વરજી (શ્રી આત્મારામજી મહારાજની) બનાવેલી આ ત્રણ કૃતિઓ છે

હાલમા ભણાતી વિવિધ વિષયો ઉપર મહાન પુરૂષોએ બનાવેલી અનેક પૂજાઓમા દ્રવ્યાનુયોગ ભરેલો હોવાથી, તેનુ મનન કરનારને સારૂ જ્ઞાન પ્રાપ્ત થાય છે, તેટલુ જ નહિ પરંતુ તેના રહસ્યના તે જાણકાર સંગીત પ્રિય અને તેનુ જ્ઞાન ધરાવનાર હોય તો તેમા તલ્લીન થતા રાવણ પ્રતિવાસુદેવની જેમ ભાવિ કાળમા તીર્થંકરપણુ પણ પ્રાપ્ત કરે છે આ વીશ સ્થાનકની પૂજામા એક સ્થાનકનુ કે પછી એક કે વધારે સ્થાનકનુ આરાધન કરનાર મહાપુરૂષો તીર્થંકર નામકર્મ બાંધી શક્યા છે તેના અનેક

દાખલાઓ શાસ્ત્રોમાં મોજુદ છે. એટલે પરમાત્મપદ કે તેના ગુણો વગેરે માટે બનેલી આ પૂજાઓ ભણાવનારા કે, મનન કરનારા અને તેનું જ્ઞાન ધરાવનાર સંગીતના નિષ્ણાત મનુષ્યો આ કાળમાં પણ પરમાત્મ ભક્તિનો અનુપમ અને અપૂર્વ લાભ લઈ તીર્થંકર નામકર્મ ઉપાર્જી અંતે મોક્ષ મહેલના અધિકારી જલદી બને છે.

અત્યાર સુધીમાં અમોએ બાર વ્રતની પૂજા, શ્રી નવાણુપ્રકારી પૂજા, શ્રી નવપદજીની પૂજા અર્થ સાથે પ્રકટ કરેલ છે અને આ વીશ સ્થાનકની પૂજા, મૂળ અને બહુ જ સાદી અને સરલ ભાષામાં તેનું વિવેચન રહસ્ય, યંત્ર અને તેના આરાધનની વિધિ વિધાન સાથે પ્રકટ થવાથી શાસ્ત્રનું ઉંડું અને ગહન જ્ઞાન પ્રાપ્ત નહિ કરી શકનાર જિજ્ઞાસુઓ માટે જ અમારો આ પ્રયત્ન છે.

આ પૂજાનું રહસ્ય–વિવેચન લખનાર વિદ્વાન શ્રાવકવર્ય કે જેના નામની આ સીરીઝ પ્રકટ થાય છે, તેમના સુપુત્ર ભાઈ **ફતેહચંદ** હોવાથી પિતૃભક્તિ પણ તે રીતે તેઓ કરે છે; તેટલું જ નહિ પરંતુ પોતાના સુપુત્ર **હિંમતલાલ**ના લગ્ન પ્રસંગે ભણાતા શાંતિસ્નાત્ર જેવા પ્રભુ ભક્તિ મહોત્સવના માંગલ્ય પ્રસંગને સાથે જોડી, તે માંગલિક પ્રસંગે આ બુક પ્રકટ કરવાની આ સભાને વિનંતિ કરતા તેમના પિતાની સીરીઝના ચોથા પુષ્પ તરીકે આ સભા આ ગ્રંથ પ્રકટ કરે છે.

આ સભાએ સીરીઝ–ગ્રંથમાળાની યોજનાનો ઠરાવ કરી હાથ ધરવાથી જ્ઞાન અને સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનાર અને પોતાના કે પોતાના આપ્તજનોના માંગલ્ય શ્રેયને માટે અનેક બંધુઓએ આવી સીરીઝો પ્રકટ કરવા સભાને પોતાની સુકૃતની લક્ષ્મીનો સદ્વ્યય કરવા ધારા પ્રમાણે અનેક રકમો આપેલ છે, જે અમારા લાઇફ મેમ્બરો અને સમાજને સુવિદિત છે. દરેક જૈન બંધુઓ અને બહેનોએ આ લાભ અવશ્ય લેવા જેવું છે.

આ ગ્રંથ સંબંધી વિશેષ વર્ણન વિવેચનકારે પોતાની પ્રસ્તાવનામાં પાછળ આપેલ છે તે વાંચી જવા ભલામણ છે.

ઘણા પ્રયત્ને આ શ્રી વીશ સ્થાનક પદોના ઘણાજ પ્રાચીન યંત્ર મેળવી તે યંત્રની, તેમજ ગુરૂભક્તિ માટે ગુરૂમહારાજની છબી આ ગ્રંથમા આપી, આ બુકની સુંદરતામા તેમજ સુંદર ટાઇપ, ઉંચા કાગળ સુશોભિત બાઇન્ડીંગ કરી બને રીતે અભિવૃદ્ધિ કરવામા આવેલ છે

આ વીશ સ્થાનક પૂજાના મૂળ વિવેચન વિગેરેમા પ્રેસ દોષ કે અન્ય સ્ખલના જણાય તો તે માટે ક્ષમા ચાહી અમોને જણાવવા વિનતિ કરીએ છીએ

| | | |
|---|---|---|
| આત્માનન્દ ભુવન | } | ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ |
| સંવત ૧૯૯૭ | } | શેઠ હરજીવનદાસ દીપચંદ |
| માઘ વદી ૫ બુધવાર | } | સેક્રેટરીઓ |



## શ્રી જૈન આત્માનંદ સભા તરફથી પ્રકાશિત થયેલ

### શ્રી જૈન આત્માનંદ શતાબ્દિ સિરિઝ.



| | | |
|---|---|---|
| ૧ | વિતરાગ મહાદેવ સ્તોત્ર મૂળ ... ... ... | ૦—૨—૦ |
| ૨ | પ્રાકૃત વ્યાકરણમ્ ( અષ્ટમાધ્યાય સૂત્ર પાઠઃ ) ... | ૦—૪—૦ |
| ૩ | વિતરાગ મહાદેવ સ્તોત્ર મૂળ સાથે ભાષાંતર ... | ૦—૪—૦ |
| ૪ | શ્રી વિજયાનંદસૂરિ ( લે૦ રા. સુશીલ )... ... | ૦—૮—૦ |
| ૫ | નવસ્મરણ સ્તોત્ર સન્દોહ. ... ... ... | ૦—૪—૦ |
| ૬ | ચારિત્ર પૂજાત્રિત્રયી સંગ્રહ ... ... ... | ૦—૨—૦ |

### છપાતાં પુસ્તકો.

૧ ત્રિષષ્ટિ શલાકા પુરૂષ ચરિત્ર મૂળ દશે પર્વ સંપૂર્ણ.

૨ ધાતુપારાયણ.

૩ વૈરાગ્ય કલ્પલતા

૪ પ્રાકૃત વ્યાકરણ ઢુણ્ઢિકા વૃત્તિ.

લખો:—

**શ્રી જૈન આત્માનંદ સભા**

**ભાવનગર.**

સ્વર્ગસ્થ શ્રીયુત શેઠ ઝવેરભાઈ ભાઈચંદ

( ભાવનગર )



| દેહધારણ | દેહવિલય |
| --- | --- |
| સં. ૧૯૨૦ કાર્તિક શુકલ ત્રયોદશી | સં. ૧૯૬૭ શ્રાવણ કૃષ્ણ અષ્ટમી |

# आमुख.

**આ** અનાદિ સંસારમાં મુખ્યતાએ દરેક પ્રાણીનો ક્રમિક વિકાસ થયેલો હોય છે સૂક્ષ્મ નિગોદથી માંડીને બાદર નિગોદ-પૃથ્વી-અપ-, તેજસ્-વાયુ અને વનસ્પતિ કાયાદિ અનેક પરિસ્થિતિઓમાંથી (Stages) પસાર થઇને વિકલેંદ્રિય અને તિર્યંચ પંચેંદ્રિયાદિ અવસ્થાઓ ઉલંઘ્યા પછી દુર્લભ માનવ જીવન પર્યંત આપણે આવ્યા છીએ આ માનવજીવનમાં પણ આર્યક્ષેત્ર, પંચેંદ્રિય સંપૂર્ણતા, સદ્‌ગુરૂ યોગ અને વસ્તુધર્મની ઓળખાણ વિગેરે પ્રાપ્ત કરવું અત્યંત દુર્લભ છે, આવો માનવ જન્મ પ્રાપ્ત થયા પછી સ્વયંસ્ફુર પ્રશ્ન (Intuition) થાય છે કે મારૂં કર્તવ્ય શું છે? શાસ્ત્રો તેનો ઉત્તર આપે છે કે જે પરિસ્થિતિ તને વ્યાવહારિકરીતે પૂર્વ સંયોગાનુસાર પ્રાપ્ત થઇ છે તેને નીભાવી લઇને બહિરાત્મભાવ (Physical expression) તજી અંતરાત્મભાવમાં સ્થિર થઇ સર્વ સંજોગોનો તટસ્થ દૃષ્ટા બની જા ! અને દર્શન જ્ઞાન ચારિત્રના માર્ગમાં દિવસાનુદિવસ પ્રગતિ કર ! એ પ્રગતિ એજ માનવજીવનની સાર્થકતા છે, કેમકે નિમિત્તો સુંદર મેળવવાથી ફળ પણ અવશ્ય સુંદર મળે જ; તત્ત્વાર્થસૂત્રમાં કહેલા **दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः** એ સૂત્રાનુસાર વ્યવહાર અને નિશ્ચય દૃષ્ટિબિંદુથી સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછીનું જ્ઞાન મુક્તિ પ્રાપ્તિને માટે ગણત્રીબંધ બને છે અને તે જ્ઞાન વિરતિ-ગુણ ઉત્પન્ન કરાવી મુક્તિના સીધા માર્ગ ઉપર પ્રાણીને મુકે છે

## મુક્તિના અંગો

યોગ અસંખ્ય છે જિન કહ્યા ' આ વાક્ય અનુસાર મુક્તિ-કર્મથી મુક્તિ પામવાના અસંખ્ય સાધનો છે, પરંતુ તેમાં નવપદ અને

વીશસ્થાનકો મુખ્ય છે; વીશ સ્થાનકોમાં નવપદનો સમાવેશ થઇ જાય છે. નવપદનું વિસ્તૃત સ્વરૂપ વીશ સ્થાનકો છે; તેઓમાંથી ગમે તે એક સ્થાનકનુ મન વચન કાયાથી એકાગ્રતાથી સંપૂર્ણ વિધિપૂર્વક આરાધન કરવાથી આત્મા તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરે છે. પ્રત્યેક તીર્થંકરોએ પોતાનાથી ત્રીજા ભવમા આ વીશ સ્થાનકોમાંથી કોઇ પણ પદનું અથવા એકથી માંડીને વીશ પદોનું આરાધન કરે છે અને પ્રચડ પુણ્ય બળથી 'સવિ જીવ કરૂં શાસનરસી'ની ભાવના અને તજ્જન્ય પુરૂપાર્થવડે પ્રચંડ પુણ્યબળથી તીર્થંકરનામકર્મ ઉપાર્જી એક ભવ વચ્ચે થયા પછી માનવ જન્મની પ્રાપ્તિ કરે છે; તે વખતે માનવજીવનમાં અલૌકિક દૈવી શક્તિ સંપન્ન બને છે; તેમની શક્તિઓથી આકર્ષાઇ ઇંદ્રો અને દેવો પણ તેમની સેવામાં હાજર રહે છે: મહાભિનિષ્ક્રમણ અવસરોચિત કરે છે અને

> दोषैरुपात्तविविधाश्रयजातगर्वैः ।
> स्वप्नान्तरेऽपि न कदाचिदपीक्षितोऽसि ॥

એ વાક્યાનુસાર સર્વ ગુણ સંપન્ન વ્યક્તિ બને છે; ગીતાના વચનાનુસાર જન્મયોગી ( Born ascetic ) હોય છે; એ મહાત્માનું વચન સર્વમાન્ય સૂત્રરૂપ થઇ પડે છે. કૈવલ્ય પ્રાપ્ત થયા પછી 'સવિ જીવ કરૂં શાસન રસી, એ પોતાના પૂર્વજન્મોમાં નિર્ણીત કરેલી ભાવનાનુસાર સમવસરણમાં બેસી વિશ્વજનોને પોતાના અનુભવ-સૂત્રો સંક્ષિપ્તમાં સમજાવે છે અને એ સૂત્રો ભવિષ્યના પ્રાણીઓ માટે શાસ્ત્રો બને છે; જેથી પ્રાણીઓ તીર્થંકર પરમાત્માની ગેરહાજરીમાં પણ એ વાક્યોનું અવલંબન લઇ જો તે પ્રમાણે આચારમાં મુકે તો ભવસમુદ્ર તરી જાય છે અર્થાત્ શ્રી તીર્થંકરોની જેમ મુક્તિ પ્રાપ્ત કરે છે.

## અનેક જન્મસિદ્ધ સંસ્કારો.

તીર્થંકરનામકર્મ તો પ્રચંડ પુણ્યનો પ્રાગ્ભાર છે, તે અગ્લાનપણે ઉપદેશ દેવાથી વિશ્વજનોને ઉપકારક બનવાથી ભોગવાઇ જાય છે;

પરન્તુ આવા તીર્થંકરનામકર્મ ઉપાર્જન કરવામા અને અખિલ વિશ્વમા અદ્‌ભુત વ્યક્તિત્વ પ્રાપ્ત કરવામા પૂર્વજન્મોમા કેટલી સેવાઓ, મન વચન કાયાની એકાગ્રતાપૂર્વક અદ્‌ભુત તપશ્ચર્યાઓ અથવા શુદ્ધ પરિભાષામા દાનાદિ પારમિતાઓદ્વારા આત્મ સયમ કેટલો બધો કરવો પડે છે તેતો તીર્થંકરનો આત્મા જ જાણી શકે આટલા કષ્ટો સહન કરી **भावितभावो भवेष्वनेकेषु** એ વાક્યાનુસાર શ્રી તીર્થંકરપણુ પ્રાપ્ત થાય છે આ પારમિતાઓ તે વીશ સ્થાનકો છે, સ્થાનક એટલે આત્મા જે જે સ્થાન-નિમિત્તનુ અવલબન કરી પોતાની ઉન્નતિ સાધે તે

## બુદ્ધપારમિતા.

શ્રી તીર્થંકરના પૂર્વના ત્રીજા જન્મમા અહિંસા, જ્ઞાન, તપશ્ચર્યા, વિશ્વને સકલ કર્મથી મુક્તિ કરાવવાની પ્રચણ્ડ અભિલાષા, ત્યાગ વિગેરે એવા અદ્‌ભુત ગુણો પ્રકટે છે કે જે ગુણો લગભગ બુદ્ધની પારમિતાઓ સાથે સરખાવી શકાય આ ગુણોવડે વિકાસ પામેલો આત્મા ત્રીજા જન્મમા અવશ્ય તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે અને અનેક પ્રાણીઓને સસાર સમુદ્રથી તારી શકવાના નિમિત્તભૂત થાય છે, પોતે ભવસમુદ્ર તરે છે અને બીજાઓને તારે છે પ્રસગોપાત્ત બુદ્ધના પૂર્વ જન્મો કે જે બોધિસત્ત્વ તરીકે ગણાય છે તે સબંધમા સમજવા માટે નીચેની હકીકત ઉપયોગી થઇ પડશે

[ બોધિસત્ત્વ સુમેધ બોલ્યો ' મને જો બુદ્ધત્વ પ્રાપ્ત થવાનુ છે તો મારે [1]દાન [2]શીલ [3]નૈષ્કર્મ્ય [4]પ્રજ્ઞા [5]વીર્ય [6]ક્ષાન્તિ [7]સત્ય [8]અધિષ્ઠાન '[9]મૈત્રી [10]ઉપેક્ષા—એ દશ પારમિતાઓનો અભ્યાસ કરવા જોઇએ, પણ એ એક જન્મમા સાધ્ય થશે ? ના અનેક જન્મના અભ્યાસ પછી જ આ દશ પારમિતાઓ મને સાધ્ય થશે પરન્તુ ગીત વાળો કરવા ' બુદ્ધત્વ જ ' મને પ્રિય હોવાથી આજ પછી પ્રતિજન્મે પારમિતાઓનો જ અભ્યાસ કરીશ " ]

## આત્મવિકાસ અને ધ્યાન.

ભક્તિયોગ જ્ઞાનયોગ અને વૈરાગ્યયોગ અથવા દર્શનજ્ઞાનચારિત્રરૂપ ત્રિપુટી પ્રસ્તુત વીશ નિમિત્તોમાં સમાઈ જાય છે; દ્રવ્ય ભાવથી પ્રસ્તુત સ્થાનકોની ભક્તિ કરવાની હોય છે; જ્ઞાનવડે વિચારણા કરી ચારિત્ર વૈયાવચ્ચ તપ સમાધિ વિગેરે પદોની આરાધના કરી આત્મગુણોનો વિકાસ કરવાનો છે; જૈનદર્શનમાં આત્માએ સ્વપુરૂષાર્થથી જ પોતાના ગુણો વિકસાવવાના છે, શ્રી તીર્થંકરો કે શાસ્ત્રો હાથોહાથ અથવા વાંચનથી જ માત્ર મુક્તિ આપી શકતા નથી. આત્મા પોતે ઉપાદાન કારણરૂપ તૈયાર ભૂમિકાવાળો હોય તો નિમિત્ત પુષ્ટાલંબન થઇ પડે છે એ સત્ય સમજી લેવાનું છે.

પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત એ ધ્યાનના ચાર પ્રકારો છે, પદસ્થ ધ્યાન પવિત્રપદોનું આલંબન લઇને કરી શકાય છે; મન વચન કાયાના યોગોને વીણાના તંતુઓની જેમ સ્થિર કરી પ્રત્યેક પદને આત્માના ગુણ–ગુણીરૂપ સમન્વયથી વિચારતાં પદોના ધ્યાનની સફલતા થાય છે; ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતા થતા આત્મા અંતરાત્મ સ્વરૂપ મારફતે પરમાત્મસ્વરૂપ બની જાય છે અને સાધ્યની સિદ્ધિ કરે છે.

માત્ર શુષ્ક જ્ઞાનથી કોઇ પણ કાર્યની સિદ્ધિ થતી નથી **જ્ઞાનક્રિયાભ્યાં મોક્ષઃ** એ વાક્યને લક્ષ્યમાં રાખી પ્રસ્તુત પદો–સ્થાનકોની વિધિપૂર્વક આરાધના કરવી જેથી બહિરાત્મસ્વરૂપ દહિંમાંથી પરમાત્મ-સ્વરૂપ ઘી ઉત્પન્ન કરી શકાય છે, પુરૂષાર્થવગર વ્યવહારની વસ્તુ પણ ફલિત થતી નથી તો આધ્યાત્મિક સૃષ્ટિમા સિદ્ધિ શી રીતે પ્રકટે? આ બાબતને અગે વીશ સ્થાનકની વિધિ આ બુકમાં સાથે આપેલ છે.

## ગુણ–ગુણી સમન્વય.

વીશ સ્થાનકોમા ગુણ–ગુણીનો સમન્વય છે, અરિહંત, સિદ્ધ, સૂરિ, સ્થવિર, પાઠક, સાધુ, તીર્થ, પ્રવચન, શ્રુત એ ગુણી છે અને જ્ઞાન, દર્શન, વિનય, ચારિત્ર, બ્રહ્મચર્ય, ક્રિયા, તપ, દાન, વૈયાવચ્ચ, સમાધિ

અને અભિનવજ્ઞાન એ ગુણો છે, પ્રવચન અથવા શ્રુતને ઉપમિતિ ભવપ્રપઞ્ચા કથામા શ્રી સિદ્ધર્ષિગણિએ 'સદાગમ' રૂપ પુરૂષ-વ્યક્તિ તરીકે કલ્પેલુ છે તે ભવનાટકની કલ્પનાના પાત્રોને આગે ભવ્યજનોને સમજણ આપવા માટે પાત્ર (Actor) કલ્પેલુ છે પ્રસ્તુત પદોમા શાસ્ત્રમા કેટલેક સ્થળે વૈયાવૃત્ય અને સમાધિપદને બદલે ગૌતમપદ અને જિનપદ કહેલા છે, તેમજ કેટલેક સ્થળે શુભધ્યાન, સયમ, આવશ્યક અને બહુશ્રુત એ પદો તેને લગતા અન્ય પદોને બદલે કહેલા છે, સર્વનુ રહસ્ય એક જ છે અને તે ગુણ-ગુણીની અભેદતા

## આધ્યાત્મિક દૃષ્ટિએ સ્થાનકો.

દ્રવ્ય ગુણ પર્યાયની દૃષ્ટિએ આત્મા એજ અરિહત સિદ્ધ, સૂરિ, સ્થવિર, પાઠક અને સાધુ છે, કેમકે દષ્ટાત તરીકે અરિહતનો આત્મા પ્રથમ આપણી જેવો જ બહિરાત્મા હતો, પરતુ તેમણે આત્મજાગૃતિ કરી આત્મઘાતિ કર્મોને પ્રચડ સત્ત્વથી અનત કર્યા અને આત્મારૂપ દ્રવ્યમા જ્ઞાન દર્શનાદિ ગુણો અગુરુ લઘુ પર્યાય સ્વરૂપે પ્રકટાવ્યા, જેથી તદનુસાર વર્તન કરવાથી આપણી અને તેમની વચ્ચે ભેદનો છેદ થતા આપણે અરિહતરૂપ થઇ શકીએ છીએ, તેવી જ રીતે સિદ્ધ ભગવાન થવાની સત્તા આપણા આત્મામા સગ્રહનયની અપેક્ષાએ છે, તેમના દ્રવ્ય ગુણ અને પર્યાયનુ ધ્યાન કરતા આત્મા શુભ પ્રવૃત્તિવડે સિદ્ધ થઇ શકે છે, કેમકે તે સત્તા (latent power) પ્રકટ કરવાની કળાની જરૂર છે, આ રીતે પચ પ્રસ્થાન પ્રાપ્ત કરનાર અને પચાચારનુ પાલન કરનાર સૂરિ ભગવાન પાઠક વિચાર અને સ્થિર પરિણમનવાળા સ્થવિર, દ્વાદશાગીનુ અધ્યયન કરવા કરાવવા સમર્થ ઉપાધ્યાય ભગવાન્ અને સતત અપ્રમત્તપણે ચારિત્રનુ પાલન કરવાવાળા સાધુ ભગવાનના દ્રવ્ય ગુણ અને પર્યાયનુ ચિતન કરતા તે તે પદોનો અધિકારી ચારિત્રધારી આત્મા થઇ શકે છે, આ રીતે જ્ઞાન, દર્શન, વિનય, બ્રહ્મચર્ય વિગેરે આત્મગુણોનો વિકાસ, આત્મા દ્રવ્યગુણ પર્યાયના ચિતનરૂપે અનુભવી શકે છે, આત્મા પોતે દ્રવ્યરૂપ છે અને પૂર્વોક્ત જ્ઞાન દર્શનાદિ ગુણો છે જેમા અનુક્રમે

શ્રદ્ધાબળ, જ્ઞાનબળ વિશુદ્ધાચરણબળ અને ઇંદ્રિય સંયમબળ અથવા વિલાસો ઉપરનું અંકુશબળ આત્મા કેળવે છે, અને અનેક ગુણો પ્રકટાવતા અનંત ગુણોનો વિકાસી બને છે; મતલબ કે એકેક ગુણથી આત્મા વિકાસ પામતાં 'જિનસ્વરૂપ થઇ જિન આરાધે તે સહી જિનવર હોવે રે' એ શ્રીમદ્ આનંદઘનજીના કથનાનુસાર સાધક આત્મા વીશપદો સાથે આત્માનો અભેદ સંબધ પ્રકટાવે છે.

## પદોની વિવિધતા.

વૈયાવચ્ચ ગુણ અને સમાધિગુણ એ કેવળ સેવા ધર્મ છે; **सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः** એ સૂત્રનું સર્વાંશે પાલન થાય છે. પોતાના શરીરની દરકાર કર્યા વગર નિઃસ્વાર્થપણે મન વચન કાયાથી યોગિ જનોની, તપસ્વીની અને માંદા ગ્લાન મનુષ્યોની સેવા કરવી અને તેમને શાંતિ ઉપજાવવી એ આ ગુણોનું આરાધન છે; આવા ઉત્તમ પદોનું આરાધન કરતા તીર્થંકર નામકર્મ ઉપાર્જન થાય તેમાં આશ્ચર્ય નથી. શ્રુત, પ્રવચન અને અભિનવજ્ઞાનપદ એ જ્ઞાનની જુદી જુદી કોટિઓ છે. જિનાગમને પ્રવચન, આગમ અને ગ્રંથોને શ્રુત. અને તેથી ઉત્પન્ન થતું નવું નવુ જ્ઞાન તે અભિનવ જ્ઞાન ગણવામા આવ્યું છે; અથવા પ્રવચનનો અર્થ સંઘ અને જૈન શાસન પણ ગણાય છે.

પ્રસ્તુત વીશ સ્થાનકની પૂજા પ્રાચીન તરીકે શ્રી **વિજયલક્ષ્મીસૂરિ** કૃત છે. શ્રી **રૂપવિજયજી** કૃત પણ છે; અને છેલ્લી શ્રીમદ્ **આત્મારામજી** મહારાજ કૃત છે. શ્રી **વિજયલક્ષ્મીસૂરિ** કૃત પૂજાના અર્થ છપાયલા છે તેમાં અંદરની હકીકતોનું વિશેષ વિવેચન કરવામા આવેલુ નથી વળી પ્રસ્તુત પૂજાનું વસ્તુ ( plot ) પ્રાચીન પૂજાથી શૈલિ અને રચનામાં ભિન્ન છે; જેથી પ્રસ્તુત શ્રીમદ્ **આત્મારામજી** મહારાજકૃત પૂજા વિશેષ વિવેચન સાથે કરવામાં આવી છે. પૂજામાં આવતી તમામ હકીકતનું લગભગ પરિશિષ્ટમા સ્પષ્ટીકરણ કરવામાં આવ્યુ છે, પ્રસ્તુત પૂજામા પંજાબી ભાષાના અનેક શબ્દો છે; પૂજાનું રહસ્ય જે અંતર્ગત રીતે પૂ૦ **આત્મારામજી** મહારાજના આશયોને જાણનાર અને લાંબા વખત સુધી તેમની સેવા કરી તેમની સમીપે રહેનાર પૂ૦ આચાર્યશ્રી

વિજયનહ્ભસૂરિ કે જેમણે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપવાની કૃપા કરાવી મોહમયી નગરીમા તેમની પાસે અર્થો વાચીને વિચારવામા આવ્યુ છે, જેથી મૂળ કર્તાના આશયને બનતા લગી ક્ષતિ પહોચી નથી

આ અવસર્પિણીકાળમા થયેલ ચોવીશ જિનેશ્વરોએ પોતાના પૂર્વ-ભવમા આ સ્થાનકોનુ આરાધન કરી જિનનામ કર્મ ઉપાર્જન કર્યુ હતુ, પહેલા અને છેલ્લા તીર્થકરે વીશે સ્થાનકનુ આરાધન કર્યુ હતુ, અને બાકીના બીશ જિનેશ્વરોએ તેમાનુ કોઇપણ એક પદ આરાધી ત્રિલોકીવધ તીર્થકર નામકર્મ ઉપાર્જન કર્યુ હતુ, તેવી જ રીતે જે કોઇ ભવ્યજન અમૂલ્ય માનવજન્મ પામી વીશ સ્થાનકતપનુ આરાધન કરશે તે જિનેશ્વરપણાની અદ્ભુત લક્ષ્મી પ્રાપ્ત કરશે

શ્રીમદ્ આત્મારામજી મહારાજની પૂજાની બનાવટ હિદુસ્તાની ભાષા જે અત્યારે રાષ્ટ્રભાષા કરવાને માટે રાષ્ટ્રના અગ્રગણ્ય પુરુષો પ્રયત્ન કરી રહ્યા છે તે પ્રકારની વીરત્વ ભરી ( Heroic ) ઓજસ્વી ભાષામા છે, પરતુ તે માટે રાગરાગિણીની જમાવટ પણ પરમગી હદ્ તેમને આભારી છે, એમ કહેવાય છે કે શ્રીમદ્ આત્મારામજી મહારાજે આ ઉસ્તાદી સગીતની કળા ( Climax ) ઉપાશ્રયની નજીકમા પજાબમા સગીતના નિષ્ણાતનુ મકાન હતુ તેના ગાયન અને આલાપ-સલાપ-આરોહી અવરોહી સાભળવા ઉપરથી સપાદન કરી હતી, જે પ્રભુ ભક્તિરૂપ પૂજાઓ દ્વારા તેમણે વ્યક્ત કરી બતાવી ભવિષ્યની પ્રજાને જિન-ભક્તિ રસમા તરબોળ કરાવવા ઉચ્ચ વારસો આપ્યો છે, એ સ્વર્ગ-વાસી પૂજ્યશ્રીની જન્મતિથિને હિસાબે શતાબ્દિ નજીકમાજ ઉજવ-વામા આવનાર છે, એમની સ્થૂલ અને સૂક્ષ્મ પીછાન રસ સુશીલે 'શ્રીમદ્ વિજયાનદ સૂરિ" નામની પુસ્તિકામા સવિશેષ રીતે આપેલ હોઇ વિશેષ નિવેદનમા અમો ઉતરતા નથી

## અતિમ નિવેદન

પ્રસ્તુત વીશસ્થાનકની પૂજાની બુકમા વીશસ્થાનકનુ મડળ કે જે બહુરા અનન્ય છે તે એકાદ સ્થાનેથી મળી જવાથી તેનો મોટો લઠ બ્લોક કરાવીને મુકેલો છે, તેની અદર વીશસ્થાનક પદની વ્યક્તિગત

સમજણવાળી મૂર્તિઓ છે; જેમકે વિનયપદ છે તો ગુરૂ પાસે શિષ્યની વિનયાવનત મૂર્તિ છે; તપ પદને અંગે કાયોત્સર્ગવાળી મૂર્તિ છે; જ્ઞાન પદને અંગે શિષ્ય ગુરૂ પાસે વાંચના લે છે; વિગેરે વિગેરે.

અમોએ અમારા લઘુ બંધુ **ચમનલાલના** લગ્ન પ્રસંગે વિ. સં. ૧૯૮૧ મા શાંતિસ્નાત્ર મહોત્સવ પ્રસંગે શ્રી **યશોવિજયજી** કૃત નવપદજી પૂજાની બુક રહસ્ય-અર્થ સાથે તૈયાર કરી શ્રી જૈન આત્માનંદ સભાની સીરીઝ તરીકે બહાર મૂકવા તેમના સેક્રેટરી સાહેબોને સુપરત કરી હતી તે રીતે પ્રસ્તુત વીશસ્થાનકની પૂજાની બુક રહસ્ય-અર્થ સાથે સીરીઝ તરીકે અમારા ચિ० **હિમ્મતલાલના** માગલિક લગ્ન પ્રસંગે શ્રી **શાંતિસ્નાત્ર** મહોત્સવને દિને પ્રકાશિત કરાવવા પ્રસંગ પ્રાપ્ત થયો છે, તેને માટે પ્રશસ્ત આનંદ વ્યક્ત કરીએ છીએ.

ઉપસંહારમાં પ્રસ્તુત પૂજાના અર્થપ્રેરક પૂ० આચાર્ય મહારાજ શ્રી **વિજયવલ્લભસૂરિજીનો** તથા રા० વડીલ શ્રી **કુંવરજી આણંદજીનો** કે જેમણે પ્રસ્તુત અર્થ તપાસવામાં સહાય આપી છે તેમજ આ સભાના સેક્રેટરી અને અમારા મિત્ર ગાંધી **વલ્લભદાસ ત્રિભુવનદાસનો** કે જેમણે પ્રસ્તુત પુસ્તકનુ અસલ મેટર વાચી છપાવવાને અંગે તમામ ગોઠવણો કરી આપી છે તેમનો સપ્રસંગ આભાર માનવા સાથે મૂળ કર્તા સ્વ० શ્રીમદ્ **આત્મારામજી** મહારાજના આશયથી કોઇપણ અર્થમાં ફેરફાર સમજાયું-લખાયુ હોય તેને માટે મિથ્યા દુષ્કૃત આપી પ્રસ્તુત આમુખ નીચેનો વીશસ્થાનક માહાત્મ્યને પ્રકટ કરતા મંગલમય શ્લોકને સાદર કરી પૂર્ણ કરવામાં આવે છે.

जिनेन्द्रपदवीप्राप्ति-निमित्तं सुदृशां तपः ।
विंशतिस्थानकाह्वानं जयति श्रीजिनागमे ॥

ॐ शांतिः शांतिः शांतिः

**ભાવનગર.**

વીર સં. ૨૪૬૨ વિ. સં. ૧૯૯૨
માઘ વદિ પંચમી
શાંતિસ્નાત્ર મહોત્સવ મંગલ તિથિ

ફતેહચંદ ઝવેરભાઇ.



# વીશ સ્થાનક પદોના વર્ણો



| | | |
|---|---|---|
| १ अरिहत | પદ | શ્વેત |
| २ सिद्ध | ,, | લાલ |
| ३ प्रवचन | ,, | શ્વેત |
| ४ सूरि | ,, | પીત |
| ५ स्थविर | ,, | શ્યામ |
| ६ पाठक | ,, | નીલ |
| ७ साधु | ,, | શ્યામ |
| ८ ज्ञान | ,, | શ્વેત |
| ९ दर्शन | ,, | ,, |
| १० विनय | ,, | ,, |
| ११ चारित्र | ,, | ,, |
| १२ ब्रह्मचर्य | ,, | ,, |
| १३ क्रिया | ,, | ,, |
| १४ तप | ,, | ,, |
| १५ दान | ,, | ,, |
| १६ वैयावृत्य | ,, | ,, |
| १७ समाधि | ,, | ,, |
| १८ अभिनवज्ञान પદ | | ,, |

| | | |
|---|---|---|
| ૧૯ શ્રુત | " | " |
| ૨૦ તીર્થ | " | " |

પરિચય:—પ્રસ્તુત સ્થાનકોરૂપ પદોના વર્ણની ગણના ધ્યાન કરનાર મનુષ્યની અપેક્ષાએ કરવામાં આવી હોય તેમ લાગે છે; આત્મગુણો શુક્લધ્યાન ગમ્ય હોવાથી શ્વેત વર્ણની કલ્પના છે; અરિહંત પદ શુક્લલેશ્યામય હોવાથી શ્વેત છે; કર્મરૂપ ઇંધનો બાળેલા હોવાથી સિદ્ધપદનો લાલ રંગ કલ્પેલો છે; પ્રખર બુદ્ધિવાદ ( Rationalism ) ની દૃષ્ટિએ આચાર્યપદનો રંગ પીત છે; સૂકાયલાં વનને નવપલ્લવ કરનાર મેઘની તુલ્ય ઉપાધ્યાયપદનો રંગ નીલ છે અને સાધક વ્યક્તિ તરીકે શરૂઆત હોવાથી સ્થવિર પદનો અને સાધુપદનો રંગ શ્યામ કલ્પેલો છે; 'મેનવીઝીબલ એંડ ઇન્વીઝીબલ' તથા 'થોટ ફોર્મ્સ' ની બે બુકો જે. પ્રૉ. C. W. લેડબીટર તરફથી થીઑસૉફીમાં Clairvoyant (આતરચક્ષુષ્માન્) જેને કહેવામાં આવેલ છે તે બુકોમાં ઉચ્ચ આત્માના વિચારોનું સ્વરૂપ લાલ તેથી જરા નીચેની કોટિનું શ્વેત–એ રીતે વિચારોના દૃષ્ટિબિંદુ ( Point of view ) ને અંગે વર્ણન કલ્પેલું છે વિગેરે વિગેરે હકીકત છે; તે પણ પ્રસ્તુત પદોના રંગ સાથે મળતાપણું–સમન્વય બતાવે છે. જુઓ નીચેના વાક્યો:—

In examining this illustration we are at once struck by the magnificent development of the highest types of intellect, love and devotion, by the wealth of sympathy and of the highest spirituality which it displays; the outrush of the divine influence which we saw in plate XXI is enormously intensified here, for this man has become an almost perfect channel for the life and the power of the Logos. (Man visible & invisible.)

આ ઉપરથી જૈન દર્શન શબ્દોને અણુઓ તરીકે માને છે અને તે રેડીયો તથા વાયરલેસદ્વારા સિદ્ધ થઇ ચુક્યું છે. તેવી રીતે જૈન દર્શન મનના વિચારોને પણ અણુઓ-માનસ વર્ગણાના પુદ્‌ગલો-તરીકે માને છે, ડૉ. લેડબીટર જેવા પ્રખર થીઑસૉફીસ્ટ પણ તેને સંપૂર્ણ રીતે અનુમોદન આપે છે, સાયન્સની વધતી જતી શોધ પ્રમાણે કદાચ મનના અણુઓ-વિચારો કે જેમાં વર્ણ ગંધ રસ સ્પર્શ જૈનદર્શનના તત્વજ્ઞોએ નિવેદન કરેલ છે તેમાંથી માનસ વિચારના વર્ણનું દર્શન ભવિષ્યમાં કદાચ થાય પણ ખરૂં, જો તેમ બને તો જૈન દર્શનના સિદ્ધાંતનું જુદી જ દિશાએ પ્રબળ સમર્થન થઇ શકશે.

ફતેહચંદ

---

## વીશ સ્થાનક પદના આરાધનના દૃષ્ટાંતો.

| | | |
|---|---|---|
| ૧ अरिहंत | પદારાધનથી | દેવપાલ |
| ૨ सिद्ध | ,, | હસ્તિપાલ નૃપતિ |
| ૩ प्रवचन | ,, | સંભવનાથ તીર્થંકરનો પ્રથમનો ત્રીજો ભવ |
| ૪ सूरि | ,, | પુરૂષોત્તમ નૃપતિ |
| ૫ स्थविर | ,, | પદ્મોત્તર નૃપતિ |
| ૬ पाठक | ,, | મહેંદ્રપાળ નૃપતિ |
| ૭ साधु | ,, | વીરભદ્ર શ્રેષ્ઠી |
| ૮ ज्ञान | ,, | જયંત નૃપતિ |
| ૯ दर्शन | ,, | હરિવિક્રમ નૃપતિ |
| ૧૦ विनय | ,, | ધનશ્રેષ્ઠી |
| ૧૧ चारित्र | , | અરૂણદેવ નૃપતિ |
| ૧૨ ब्रह्मचर्य | ,, | ચંદ્રવર્મા નૃપતિ |

| | | |
|---|---|---|
| १३ क्रिया | ,, | હરિવાહન નૃપતિ. |
| १४ तप | ,, | કનકકેતુ નૃપતિ. |
| १५ दान | ,, | હરિવાહન નૃપતિ. |
| १६ वैयावृत्य | ,, | જિમૂતકેતુ. |
| १७ समाधि | ,, | પુરંદર નૃપતિ. |
| १८ अभिनव ज्ञान | ,, | સાગરચંદ શ્રેષ્ઠી. |
| १९ श्रुत | ,, | રત્નચૂડ નૃપતિ. |
| २० तीर्थ | ,, | મેરૂપ્રભ નૃપતિ. |





# श्री वीशस्थानक पद मंडल









પ્રકાશક—શ્રી જૈન આત્માનંદ સભા,
ભાવનગર.






# શ્રી વીશ સ્થાનક તપ આરાધન વિધિ



સાધુ સાધ્વી જો એ તપ કરે તો જે પદના જેટલા ગુણ હોય તેટલા લોગસ્સનો કાઉસ્સગ્ગ, તેટલા ખમાસમણ અને એ પદની વીશ નવકારવાળી ગણે, ઉપરાંત અવકાશ મળતો હોય તો ત્રણ કાળના દેવ, પાંચ શક્રસ્તવ, ત્રણ ચૈત્યવંદન અને આઠ સ્તુતિઓવડે વાંદે

શ્રાવક શ્રાવિકા આ તપના કરનારા સવાર સાંજ પ્રતિક્રમણ કરે, બે વખત પડિલેહણ કરે, ત્રિકાળ પૂજા કરે, બ્રહ્મચર્ય પાળે, અસત્ય, ચોરી, રાગદ્વેષની મંદતા કરે, બને તેટલો આરંભનો ત્યાગ કરે, ન બને તો ઉદાસીન ભાવથી, લુખા પરિણામથી પોતાનો નિભાવ કરી લે. બાકીની વિધિ કાઉસ્સગ્ગ, ખમાસમણ, દેવવંદન, વીશ નવકારવાળી વિગેરે ઉપર કહ્યા પ્રમાણે કરે શક્તિ હોય તો તે તપ સંબંધી ઉપવાસને દિવસે દેરાસરમાં પદના ગુણ પ્રમાણે સાથીઆ કરી તેની ઉપર તેટલા ફળ, નૈવેદ્ય અને દ્રવ્યાદિક ચઢાવે.

એવી રીતે એક એક પદના આરાધન માટે વર્તમાન કાળાનુસારે યથાશક્તિ વીશ વીશ અઠ્ઠમ, અથવા છઠ્ઠ, અથવા આયંબિલ, નીવી કે એકાસણા કરે. એકાસણાથી ઓછો તપ કરાય નહિ.

પ્રથમ શુભ દિવસ, વાર, નક્ષત્ર, ચંદ્રબળ જોઈને ગુરૂ પાસે વિધિ સહિત આ તપ ઉચ્ચરે અને શરૂ કરે. જઘન્ય બે મહિનામાં એક ઓળી કરે, ઉત્કૃષ્ટ છ મહિનામાં એક ઓળી પૂર્ણ કરે. છઠ્ઠ અઠ્ઠમથી કરનાર એક વર્ષમાં એક ઓળી પૂર્ણ કરે. તપ પૂરો થાય ત્યારે ગુરૂમુખે ધારી લઈને યથાશક્તિ ઉજમણું કરે.



## પ્રથમ અરિહંત પદ આરાધન વિધિ.

નવકારવાળી ॐ नमो अरिहंताणं એ પદની વીશ ગણે.

અરિહંતપદના બાર ગુણ હોવાથી ૧૨ ખમાસમણ નીચે પ્રમાણે ગુણ કહીને આપે.

### ગુણના નામ.

૧ શ્રી અશોકવૃક્ષપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૨ શ્રી પંચવર્ણજાનુદઘ્નપુષ્પપ્રકરપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૩ શ્રી અતિમધુરદ્રવ્યમાધુર્યતોડપિ મધુરતમદિવ્યધ્વનિપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૪ શ્રી હેમરત્નજડિતદણ્ડસ્થિતાત્યુજ્જવલચામરયુગલવીજિતવ્યંજનક્રિયાયુક્તપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૫ શ્રી સુવર્ણરત્નજડિતસદાસહચારિસિંહાસનસત્પ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૬ શ્રી તરૂણતરણિતેજસોડપ્યતિભાસ્કરતેજોયુકતભામંડલપ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૭ શ્રી દુન્દુભિપ્રભૃત્યનેકવાદિત્રઆકાશસ્થિતવાદનરૂપસત્પ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૮ શ્રી મુક્તાજાલઝુમ્બનકયુક્તછત્રત્રયસત્પ્રાતિહાર્યશોભિતાય શ્રીમદર્હતે નમઃ

૯ શ્રી સ્વપરાપાયનિવારકાતિશયધરાય શ્રીમદર્હતે નમઃ

૧૦ શ્રી પંચત્રિંશદ્વાણીગુણયુકતસુરાસુરદેવેન્દ્રનરેન્દ્રાણાં પૂજ્યાય શ્રીમદર્હતે નમઃ

૧૧ શ્રી સર્વભાષાનુગામિસકલસંશયોચ્છેદકવચનાતિશયાય શ્રીમદર્હતે નમઃ

૧૨ શ્રી લોકાલોકપ્રકાશકકેવલજ્ઞાનરૂપજ્ઞાનાતિશયેશ્વરાય શ્રીમદર્હતે નમઃ

એ પ્રમાણે ખમાસમણ દઈને પછી ભગવાનની સામે અથવા ઉપાશ્રયમાં સ્થાપનાજી સામે ઇરિયાવહી પડિક્કમી, એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! અરિહંત પદ આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરૂં ?' એમ કહી આદેશ માગે ગુરૂ બેઠા હોય તો 'કરેહ' કહે, એટલે પોતે 'ઇચ્છં' કહી વંદણવત્તિયાએ૦ અન્નત્થ૦ કહી ૨૪ અથવા ૧૨ લોગસ્સનો કાઉસ્સગ્ગ મૌનપણે કરે કાઉસ્સગ્ગમાં લોગસ્સ 'ચંદેસુ નિમ્મલયરા' સુધી ચિંતવે પછી 'નમો અરિહંતાણં' કહી, કાઉસ્સગ્ગ પારી

અગટ લોગસ્સ કહે. પછી એક ખમાસમણ દઇ ‘ વિધિ કરતાં અવિધ થઇ હોય તો મિચ્છામિ દુક્કડં ’ એમ કહે. ગુરૂનો યોગ ન હોય તો સ્થાપનાજી સામે આદેશ માગી ‘ ઇચ્છં ’ કહીને આ પ્રમાણે વિધિ કરે.

આ પદનું ધ્યાન ઉજ્જ્વળ વર્ણે કરવું.

આ પદની આરાધના કરવાથી **દેવપાળ** તીર્થંકર થયા છે.

---

## અથ દ્વિતીય સિદ્ધપદ આરાધન વિધિ.

સિદ્ધપદના ૩૧ ગુણ હોવાથી ખમાસમણ ૩૧ નીચે પ્રમાણે કહીને આપે અને ૨૦ નવકારવાળી **નમો સિદ્ધાણં** પદની ગણે.

૧ શ્રી મતિજ્ઞાનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૨ ,, શ્રુતજ્ઞાનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૩ ,, અવધિજ્ઞાનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૪ ,, મન:પર્યવજ્ઞાનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૫ ,, કેવલજ્ઞાનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૬ ,, નિદ્રાદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૭ ,, નિદ્રાનિદ્રાદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૮ ,, પ્રચલાદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૯ ,, પ્રચલાપ્રચલાદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૧૦ ,, થીણદ્ધિદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૧૧ ,, ચક્ષુર્દર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:
૧૨ ,, અચક્ષુર્દર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ:

૧૩ ,, અવધિદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૧૪ ,, કેવલદર્શનાવરણીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૧૫ ,, સાતાવેદનીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૧૬ ,, અસાતાવેદનીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૧૭ ,, દર્શનમોહનીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૧૮ ,, ચારિત્રમોહનીયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૧૯ ,, નરકાયુ કર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૦ ,, તિર્યંગાયુ કર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૧ ,, મનુષ્યાયુ કર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૨ ,, દેવાયુ કર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૩ ,, શુભનામકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૪ ,, અશુભનામકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૫ ,, ઉચ્ચગોત્રકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૬ ,, નીચગોત્રકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૭ ,, દાનાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૮ ,, લાભાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૨૯ ,, ભોગાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૩૦ ,, ઉપભોગાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ
૩૧ ,, વીર્યાન્તરાયકર્મરહિતાય શ્રી સિદ્ધાય નમ

આ પ્રમાણે ખમાસમણ દઈને પછી સિદ્ધના ૧૫ ભેદ હોવાથી ૧૫ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરે આ પદનુ ધ્યાન રક્તવર્ણે કરે

આ પદની આરાધના કરવાથી હસ્તિપાળ રાજા તીર્થંકર થયા છે

---

## અથ તૃતીય પ્રવચન પદ આરાધન વિધિ.

આ પદની ૨૦નવકારવાળી ૐ **નમો પવયણસ્સ** એમ કહીને ગણે.

આ પદના ગુણ ૧૨ અથવા ૨૭ હોવાથી ૧૨ અથવા ૨૭ લોગસ્સનો કાઉસગ્ગ કરે. ખમાસમણ ૨૭ નીચે પ્રમાણે કહીને આપે.

૧ શ્રી સર્વતઃ પ્રાણાતિપાતવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૨ ,, સર્વતો મૃષાવાદવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૩ ,, સર્વતોઽદત્તાદાનવિરતાય શ્રી પ્રવચનાય નમઃ
૪ ,, સર્વતો મૈથુનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૫ ,, સર્વતઃ પરિગ્રહવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૬ ,, દેશતઃ પ્રાણાતિપાતવિરતાય શ્રી પ્રવચનાય નમઃ
૭ ,, દેશતો મૃષાવાદવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૮ ,, દેશતોઽદત્તાદાનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૯ ,, દેશતો મૈથુનવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૧૦ ,, દેશતઃ પરિગ્રહવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૧૧ ,, દિશિપરિમાણવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૨ ,, ભોગોપભોગપરિમાણવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૩ ,, અનર્થદણ્ડવિરતાય શ્રીપ્રવચનાય નમઃ
૧૪ ,, સામાયિકવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૫ ,, દિશાવકાશિકવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૬ ,, પોસહોપવાસવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૭ ,, અતિથિસંવિભાગવ્રતયુક્તાય શ્રીપ્રવચનાય નમઃ
૧૮ ,, વિધિસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમઃ

૧૯ ,, વર્ણકસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમ
૨૦ ,, ભયસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમ
૨૧ ,, ઉત્સર્ગસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમ
૨૨ ,, અપવાદસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમ
૨૩ ,, ઉભયસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમ
૨૪ ,, ઉદ્દગમસૂત્રાગમાય શ્રીપ્રવચનાય નમ
૨૫ ,, સર્વનયસમૂહાત્મકાય શ્રીપ્રવચનાય નમ
૨૬ ,, સમભગીરચનાત્મકાય શ્રીપ્રવચનાય નમ
૨૭ ,, દ્વાદશાગગણિપિટકાય શ્રીપ્રવચનાય નમ

આ પદનુ ધ્યાન ઉજ્વળવર્ણે કરવુ આ પદનુ ધ્યાન કરવાથી **જિનદત્ત** શેઠ તીર્થકર પદવીને પામ્યા છે

---

## અથ ચતુર્થ આચાર્ય પદ આરાધન વિધિ.

આ પદના ૩૬ ગુણ હોવાથી કાઉસ્સગ્ગ ૩૬ લોગસ્સનો કરવો ૨૦ નવકારવાળી ૐ **નમો આયરિયાણ** એ પદની ગણવી ખમાસમણ ૩૬ નીચે પ્રમાણે કહીને આપવા

૧ શ્રી પ્રતિરૂપગુણધરાય શ્રીઆચાર્યાય નમ
૨ ,, તેજસ્વિગુણધરાય શ્રીઆચાર્યાય નમ
૩ ,, યુગપ્રધાનાગમાય શ્રીઆચાર્યાય નમ
૪ ,, મધુરવાક્યગુણધરાય શ્રીઆચાર્યાય નમ
૫ ,, ગમ્ભીરગુણધરાય શ્રીઆચાર્યાય નમ
૬ ,, સુબુદ્ધિગુણધરાય શ્રીઆચાર્યાય નમ

૭ ,, ઉપદેશતત્પરાય શ્રીઆચાર્યાય નમ:
૮ ,, અપરિસ્રાવિગુણધરાય શ્રીઆચાર્યાય નમ:
૯ ,, ચન્દ્રવત્સૌમ્યસ્વગુણધરાય શ્રીઆચાર્યાય નમ:
૧૦ ,, વિવિધાભિગ્રહમતિધરાય શ્રીઆચાર્યાય નમ:
૧૧ ,, અવિકથકગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૨ ,, અચપલગુણધરાય શ્રીઆચાર્યાય નમ:
૧૩ ,, સંયમશીલગુણધરાય શ્રીઆચાર્યાય નમઃ
૧૪ ,, પ્રશાન્તહૃદયાય શ્રીમદાચાર્યાય નમઃ
૧૫ ,, ક્ષમાગુણધરાય શ્રીમદાચાર્યાય નમ:
૧૬ ,, માર્દવગુણધરાય શ્રીમદાચાર્યાય નમ:
૧૭ ,, આર્જવગુણધરાય શ્રીમદાચાર્યાય નમ:
૧૮ ,, નિર્લોભિતાગુણધરાય શ્રીમદાચાર્યાય નમ:
૧૯ ,, તપોગુણયુક્તાય શ્રીમદાચાર્યાય નમ:
૨૦ ,, સંયમગુણયુક્તાય શ્રીમદાચાર્યાય નમ:
૨૧ ,, સત્યધર્મયુક્તાય શ્રીમદાચાર્યાય નમ:
૨૨ ,, શૌચગુણયુક્તાય શ્રીમદાચાર્યાય નમ:
૨૩ ,, આકિંચન્યગુણયુક્તાય શ્રીમદાચાર્યાય નમ:
૨૪ ,, બ્રહ્મચર્યગુણયુક્તાય શ્રીમદાચાર્યાય નમઃ
૨૫ ,, અનિત્યભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ:
૨૬ ,, અશરણભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ:
૨૭ ,, સંસારભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ:
૨૮ ,, એકત્વભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ:

૨૯ ,, અન્યત્વભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૦ ,, અશુચિભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૧ ,, આશ્રવભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૨ ,, સંવરભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૩ ,, નિર્જરાભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૬ ,, લોકસ્વભાવભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૫ ,, બોધિદુર્લભભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ
૩૪ ,, ધર્મસાધકઅરિહંતદુર્લભભાવનાભાવિતાય શ્રીમદાચાર્યાય નમ

આચાર્યપદનુ ધ્યાન પીતવર્ણે કરવુ એ પદનુ ધ્યાન કરવાથી પુરૂષોત્તમ રાજા તીર્થંકર થયા છે

## અથ પચમ સ્થવિર પદ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ नमो थेराण આ પદ બોલીને ગણુવી આ પદના આરાધન માટે ૧૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો

આ પદના ૧૦ ખમાસમણુ નીચે પ્રમાણે બોલીને આપવા —

૧ શ્રી લૌકિકસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમ
૨ ,, દેશસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમ
૩ ,, ગ્રામ સ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમ
૪ ,, કુલસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમ
૫ ,, લૌકિકકુલસ્થવિરદેશકાય શ્રીલોકોત્તરસ્થવિરાય નમ
૬ ,, લૌકિકગુરુસ્થવિરદેશકાય શ્રીલો૦

૧ શ્રી પૃથ્વીકાયરક્ષકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૨ ,, અપ્કાયરક્ષકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૩ ,, તેઉકાયરક્ષકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૪ ,, વાયુકાયરક્ષકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૫ ,, વનસ્પતિકાયરક્ષકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૬ ,, ત્રસકાયરક્ષકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૭ ,, સર્વત: પ્રાણાતિપાતવિરતેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૮ ,, સર્વત: મૃષાવાદવિરતેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૯ ,, સર્વતોऽદત્તાદાનવિરતેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૦ ,, સર્વતો મૈથુનાત્ વિરતેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૧ ,, સર્વત: પરિગ્રહાત્ વિરતેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૨ ,, સર્વતો રાત્રિભોજનાત્ વિરતેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૩ ,, ક્રોધાદિકષાયચતુષ્કનિગ્રહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૪ ,, શ્રોત્રેન્દ્રિયવિષયનિગ્રહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૫ ,, ચક્ષુરિન્દ્રિયવિષયનિગ્રહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૬ ,, ઘ્રાણેન્દ્રિયવિષયનિગ્રહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૭ ,, રસનેન્દ્રિયવિષયનિગ્રહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૮ ,, સ્પર્શનેન્દ્રિયવિષયનિગ્રહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૧૯ ,, શીતાદિપરિષહસહકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૨૦ ,, ક્ષમાદિગુણધારકેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૨૧ ,, ભાવવિશુદ્ધેભ્ય: સર્વસાધુભ્યો નમ:
૨૨ ,, મનોયોગશુદ્ધેભ્ય: સર્વસાધુભ્યો નમ:

૨૩ ,, વચનયોગશુધ્ધેભ્ય સર્વસાધુભ્યો નમ
૨૪ ,, કાયયોગશુધ્ધેભ્ય સર્વસાધુભ્યો નમ
૨૫ ,, મરણાન્તઉપસર્ગસહકેભ્ય સર્વસાધુભ્યો નમ
૨૬ ,, અંગોપાગસંકોચનસલીનતાગુણયુક્તેભ્ય સર્વસાધુભ્યોનમઃ
૨૭ ,, નિર્દોષસંયમયોગયુક્તેભ્ય સર્વસાધુભ્યો નમ

આ પદનું ધ્યાન શ્યામવર્ણવડે કરવુ આરાધન કરવાથી શ્રી **વીરભદ્ર** તીર્થંકર થયા છે

---

## અથ અષ્ટમ જ્ઞાન પદ આરાધન વિધિ

આ પદની ૨૦ નવકારવાળી **ॐ नमो नाणस्स** એ પદવડે ગણવી આ પદના આરાધન માટે ૫૧ લોગસ્સનો કાઉસગ્ગ કરવો–ખમાસમણ૫૧ નીચે પ્રમાણે પદ બોલીને આપવા.

૧ શ્રી સ્પર્શનેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૨ ,, રસનેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૩ ,, ઘ્રાણેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૪ ,, શ્રોત્રેન્દ્રિયવ્યંજનાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૫ ,, સ્પર્શનેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૬ ,, રસનેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૭ ,, ઘ્રાણેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૮ ,, ચક્ષુરિન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૯ ,, શ્રોત્રેન્દ્રિયઅર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ
૧૦ ,, મનોઽર્થાવગ્રહાય શ્રીમતિજ્ઞાનાય નમ

૧૧ ,, સ્પર્શનેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૨ ,, રસનેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૩ ,, ઘ્રાણેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૪ ,, ચક્ષુરિન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૫ ,, શ્રોત્રેન્દ્રિયઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૬ ,, મનઇહાસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૭ ,, સ્પર્શનેન્દ્રિયઅપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૮ ,, રસનેન્દ્રિયઅપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૧૯ ,, ઘ્રાણેન્દ્રિયઅપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૦ શ્રી ચક્ષુરિન્દ્રિયાપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૧ ,, શ્રોત્રેન્દ્રિયાપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૨ ,, મનોડપાયસમ્યગ્ શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૩ ,, સ્પર્શનેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૪ ,, રસનેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૫ ,, ઘ્રાણેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૬ ,, ચક્ષુરિન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૭ ,, શ્રોત્રેન્દ્રિયધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૮ ,, મનોધારણાય શ્રીમતિજ્ઞાનાય નમઃ
૨૯ ,, અક્ષરશ્રુતજ્ઞાનાય નમઃ
૩૦ ,, અનક્ષરશ્રુતજ્ઞાનાય નમઃ
૩૧ ,, સંજ્ઞિશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ
૩૨ ,, અસંજ્ઞિશ્રીશ્રુતજ્ઞાનાય નમઃ

૩૩ ,, સમ્યક્શ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૪ ,, મિથ્યાત્વશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૫ ,, સાદિશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૬ ,, અનાદિશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૭ ,, સપર્યવસિતશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૮ ,, અપર્યવસિતશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૮ ,, અપર્યવસિતશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૩૯ ,, ગમિકશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૪૦ ,, અગમિકશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૪૧ ,, અંગપ્રવિષ્ટશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૪૨ ,, અનંગપ્રવિષ્ટશ્રીશ્રુતજ્ઞાનાય નમ
૪૩ ,, આનુગામિકશ્રીઅવધિજ્ઞાનાય નમ
૪૪ ,, અનાનુગામિકશ્રીઅવધિજ્ઞાનાય નમ
૪૫ ,, વર્ધમાનશ્રીઅવધિજ્ઞાનાય નમ
૪૬ ,, હીયમાનશ્રીઅવધિજ્ઞાનાય નમ
૪૭ ,, પ્રતિપાતિશ્રી અવધિજ્ઞાનાય નમ
૪૮ ,, અપ્રતિપાતિશ્રીઅવધિજ્ઞાનાય નમ
૪૯ ,, ઋજુમતિશ્રીમન પર્યવજ્ઞાનાય નમ
૫૦ ,, વિપુલમતિશ્રીમન પર્યવજ્ઞાનાય નમ
૫૧ ,, લોકાલોકપ્રકાશકશ્રીકેવલજ્ઞાનાય નમ

આ પદનુ ધ્યાન ઉજ્વળવર્ણે કરવુ, આ પદનુ આરાધન કરવાથી જયતરાજા તીર્થંકર થયા છે

---

# અથ નવમ દર્શનપદ આરાધનવિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ नमो दंसणस्स એ પદવડે ગણવી. સમકિતના ૬૭ બોલ-ભેદ હોવાથી ૬૭ લોગસ્સનો કાઉસગ્ગ કરવો. ખમાસમણ ૬૭ નીચે પ્રમાણે બોલીને આપવા.

| | | | |
|---|---|---|---|
| ૧ | તત્ત્વશ્રદ્ધાનરૂપ | શ્રીસમ્યગ્દર્શનગુણધરાય | નમઃ |
| ૨ | બહુમાનાદરરૂપ | ,, | ,, |
| ૩ | કુલિંગિસંગવર્જનરૂપ | ,, | ,, |
| ૪ | મિથ્યાદર્શનિસંસર્ગવર્જનરૂપ | ,, | ,, |
| ૫ | જિનાગમશ્રવણપરમઇચ્છારૂપ | ,, | ,, |
| ૬ | ધર્મકરણે તીવ્રઇચ્છારૂપ | ,, | ,, |
| ૭ | વૈયાવૃત્યકરણતત્પરરૂપ | ,, | ,, |
| ૮ | શ્રી અરિહંતવિનયકરણરૂપ | ,, | ,, |
| ૯ | ,, સિદ્ધવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૦ | ,, જિનપ્રતિમાવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૧ | ,, શ્રુતજ્ઞાનવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૨ | ,, ચારિત્રધર્મવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૩ | ,, સાધુમુનિરાજવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૪ | ,, આચાર્યવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૫ | ,, ઉપાધ્યાયવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૬ | ,, પ્રવચનરૂપસંઘવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૭ | ,, સમ્યગ્દર્શનવિનયકરણરૂપ | ,, | ,, |
| ૧૮ | ,, મનઃશુદ્ધિરૂપ | ,, | ,, |

| | | |
|---|---|---|
| ૧૯ ,, વચનશુદ્ધિરૂપ | ,, | ,, |
| ૨૦ ,, કાયશુદ્ધિરૂપ | ,, | ,, |
| ૨૧ શંકાદૂષણત્યાગરૂપ | ,, | ,, |
| ૨૨ આકાંક્ષાદૂષણત્યાગરૂપ | ,, | ,, |
| ૨૩ વિચિકિત્સાદૂષણત્યાગરૂપ | ,, | ,, |
| ૨૪ મિથ્યાદૃષ્ટિપ્રશંસાવર્જનરૂપ | ,, | ,, |
| ૨૫ મિથ્યાદૃષ્ટિસંસર્ગવર્જનરૂપ | ,, | ,, |
| ૨૬ શ્રી પ્રવચન પ્રભાવક | ,, | ,, |
| ૨૭ ,, ધર્મકથક પ્રભાવક | ,, | ,, |
| ૨૮ ,, વાદિ પ્રભાવક | ,, | ,, |
| ૨૯ ,, નિમિત્તક પ્રભાવક | ,, | ,, |
| ૩૦ ,, તપસ્વી પ્રભાવક | ,, | ,, |
| ૩૧ ,, વિદ્યા પ્રભાવક | ,, | ,, |
| ૩૨ ,, સિદ્ધ પ્રભાવક | ,, | ,, |
| ૩૩ ,, કવિ પ્રભાવક | ,, | ,, |
| ૩૪ ,, સ્થૈર્યભૂષણધારક | ,, | ,, |
| ૩૫ ,, પ્રભાવનાભૂષણધારક | ,, | ,, |
| ૩૬ ,, ક્રિયાકુશળભૂષણધારક | ,, | ,, |
| ૩૭ ,, અંતરંગભક્તિભૂષણધારક | ,, | ,, |
| ૩૮ ,, તીર્થસેવાભૂષણધારક | ,, | ,, |
| ૩૯ ,, શમલક્ષણધારક | ,, | ,, |
| ૪૦ ,, સંવેગલક્ષણધારણ | , | ,, |

૪૧ ,, નિર્વેદલક્ષણધારક ,, ,,

૪૨ ,, અનુકંપાલક્ષણધારક ,, ,,

૪૩ શ્રી આસ્તિકયતા લક્ષણધારક શ્રી સમ્યગ્દર્શનગુણધરાય નમઃ

૪૪ અન્યદેવનમનત્યાગરૂપ ,,

૪૫ અન્યદર્શનિગૃહીતજિનપ્રતિમાનમનત્યાગરૂપ ,,

૪૬ મિથ્યાદર્શનિ સહ સંલાપત્યાગરૂપ ,,

૪૭ મિથ્યાદર્શનિ સહ આલાપત્યાગરૂપ ,,

૪૮ મિથ્યાદર્શનિનાં આહારદાનત્યાગરૂપ ,,

૪૯ મિથ્યાદર્શનિનાં વારંવાર આહારાદિદાનત્યાગરૂપ

૫૦ રાયાભિયોગેણં આગારવાન્ ,, ,,

૫૧ બલાભિયોગેણં આગારવાન્ ,, ,,

૫૨ ગણાભિયોગેણં આગારવાન્ ,, ,,

૫૩ દેવાભિયોગેણં આગારવાન્ ,, ,,

૫૪ ગુરૂનિગ્ગહેણં આગારવાન્ ,, ,,

૫૫ વિત્તિકાંતારેણં આગારવાન્ ,, ,,

૫૬ ધર્મરૂપવૃક્ષસ્ય મૂળભૂત ,, ,,

૫૭ મોક્ષરૂપનગરસ્ય દ્વારભૂત ,, ,,

૫૮ ધર્મરૂપવાહનસ્ય પીઠભૂત ,, ,,

૫૯ વિનયાદિગુણસ્ય આધારભૂત ,, ,,

૬૦ ધર્મરૂપઅમૃતસ્ય પાત્રભૂત ,, ,,

૬૧ રત્નત્રયીણાં નિધાનભૂત ,, ,,

૬૨ અસ્તિ આત્મા-ઇતિ નિર્ણયરૂપ ,, ,,

૬૩ નિત્યાનિત્ય આત્મા–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૪ જીવ કર્મણ કર્તા–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૫ જીવ કર્મણો ભોક્તા–ઇતિ નિર્ણયરૂપ ,,
૬૬ અસ્તિ જીવસ્ય મોક્ષ –ઇતિ નિર્ણયરૂપ ,,
૬૭ મોક્ષસ્ય અસ્તિ ઉપાય –ઇતિ નિર્ણયરૂપ ,,

આ પદનુ ધ્યાન ઉજવળ વર્ણે કરવુ આ પદનુ આરાધન કરવાથી શ્રી હરિવિક્રમ રાજા તીર્થંકર થયા છે

## અથ દશમ વિનયપદ આરાધન વિધિ

આ પદની ૨૦ નવકાળી ૐ नम विनयगुणसपन्नस्स એ પદવડે ગણુની વિનયપદના (૫૨) પ્રકાર હોવાથી (૫૨) લોગ સ્સનો કાઉસગ્ગ કરવો ખમાસમણ નીચે પ્રમાણે પદો કહીને (૫૨) આપવા

૧ શ્રી તીર્થંકરાણા અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૨ ,, તીર્થંકરાણા ભક્તિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૩ ,, તીર્થંકરાણા બહુમાનકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૪ ,, તીર્થંકરાણા સ્તુતિકરણરૂપ શ્રી વિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૫ ,, સિદ્ધાના અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૬ ,, સિદ્ધાના ભક્તિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૭ ,, સિદ્ધાના સ્તુતિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૮ ,, સિદ્ધાના બહુમાનકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ
૯ ,, સુવિહિતચાદ્રાદિકુલાના અનાશાતનારૂપ શ્રીવિનયગુણ પ્રાપ્તેભ્યો નમ

૧૦ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં ભક્તિકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૧ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં બહુમાનકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૨ ,, સુવિહિતચાંદ્રાદિકુલાનાં સ્તુતકિરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૩ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૪ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં ભક્તિકરણતત્પર શ્રી વિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૫ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૬ ,, કોટિકાદિગણોત્પન્ન સુવિહિતમુનીનાં સ્તુતિકરણતત્પર શ્રી વિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૭ ,, ચતુર્વિધસંઘસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૮ ,, સમસ્તસંઘસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૧૯ ,, સમસ્તસંઘસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૨૦ ,, સમસ્તસંઘસ્યસ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૨૧ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૨૨ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૨૩ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૨૪ ,, શુદ્ધાગમોક્તક્રિયાકારકસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૨૫ ,, જિનોક્તધર્મસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૨૬ ,, જિનોક્તધર્મસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૨૭ ,, જિનોક્તધર્મસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૨૮ ,, જિનોક્તધર્મસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૨૯ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૦ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૧ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૨ ,, જ્ઞાનગુણપ્રાપ્તસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૩ ,, જ્ઞાનસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૪ ,, જ્ઞાનસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૫ ,, જ્ઞાનસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૬ ,, જ્ઞાનસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

૩૭ શ્રીમદાચાર્યસ્ય અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૩૮ શ્રીમદાચાર્યસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૩૯ શ્રીમદાચાર્યસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૦ શ્રીમદાચાર્યસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેયો નમ:

૪૧ ,, સ્થવિરમુનીનાં અનાશાતનારૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૨ ,, સ્થવિરમુનીનાં ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૩ ,, સ્થવિરમુનીનાં બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૪ ,, સ્થવિરમુનીનાં સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૫ શ્રીમદુપાધ્યાયસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૬ શ્રીમદુપાધ્યાયસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૭ શ્રીમદુપાધ્યાયસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૮ શ્રીમદુપાધ્યાયસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ:

૪૯ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય અનાશાતનાકરણરૂપ શ્રીવિનયગુણ-પ્રાપ્તેભ્યો નમ:

૫૦ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય ભક્તિકરણતત્પર શ્રીવિનયગુણપ્રા-પ્તેભ્યો નમ:

૫૧ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય બહુમાનકરણતત્પર શ્રીવિનયગુણપ્રા-પ્તેભ્યો નમ:

૫૨ શ્રીમદ્ ગણાવચ્છેદકસ્ય સ્તુતિકરણતત્પર શ્રીવિનયગુણપ્રાપ્તેભ્યો નમ

આ પદનુ ધ્યાન ઉજ્વળ વર્ણે કરવુ આ પદનુ આરાધન કરવાથી **ધનશેઠ** તીર્થંકર પદ પામ્યા છે

આ વિનયપદના પાચ, દશ, તેર, બાવન અને છાસઠ ભેદ થાય છે, તેમાથી અહીં ઉપર પ્રમાણે ( ૫૨ ) ભેદ લખ્યા છે

---

## અથ એકાદશ ચારિત્રપદ આરાધન વિધિ.

આ પદની ૨૦ નવકારવાળી ૐ **नमो चारित्तस्स** એ પદવડે ગણવી આ પદના ૭૦ ભેદ હોવાથી કાઉસગ્ગ ૭૦ લોગસ્સનો કરવો આ પદના ખમાસમણ ૭૦ નીચે પ્રમાણે બોલીને આપવા

૧ શ્રી સર્વત· પ્રાણાતિપાતવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમ
૨ ,, સર્વત મૃષાવાદવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમ
૩ ,, સર્વત અદત્તાદાનવિરમણવ્રતધરાય શ્રી ચારિત્રાય નમ
૪ ,, સર્વત મૈથુનવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમ
૫ ,, સર્વત પરિગ્રહવિરમણવ્રતધરાય શ્રીચારિત્રાય નમ
૬ ,, સમ્યક્ક્ષમાગુણધરાય શ્રી ચારિત્રાય નમ
૭ ,, સમ્યગ્માર્દવગુણધરાય શ્રી ચારિત્રાય નમ
૮ ,, સમ્યગાર્જવગુણધરાય શ્રી ચારિત્રાય નમ
૯ ,, સમ્યગ્મુક્તિગુણધરાય શ્રી ચારિત્રાય નમ
૦ ,, સમ્યક્તપગુણધરાય શ્રી ચારિત્રાય નમ

૧૧ ,, સમ્યક્સંયમગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૨ ,, સમ્યક્સત્યગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૩ ,, સમ્યકશૌચગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૪ ,, સમ્યગ્અકિંચનગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૫ ,; સમ્યગ્બ્રહ્મચર્યગુણધરાય શ્રી ચારિત્રાય નમઃ
૧૬ ,, પૃથ્વીકાયજીવરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૧૭ ,. અપ્કાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૧૮ ,, તેઉકાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૧૯ ,, વાઉકાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૦ ,, વનસ્પતિકાયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૧ ,, બેઇંદ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૨ ,, તેઇંદ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૩ ,, ચૌરિંદ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૪ ,, પંચેન્દ્રિયરક્ષકાય શ્રી ચારિત્રાય નમઃ
૨૫ ,, અજીવસંયમાય શ્રી ચારિત્રાય નમઃ
૨૬ ,, પ્રેક્ષાસંયમાય[1] શ્રી ચારિત્રાય નમઃ
૨૭ ,, ઉપેક્ષાસંયમાય આરંભઉત્સૂત્રભાષણત્યાગાય શ્રી ચારિત્રાય નમઃ
૨૮ ,, પ્રમાર્જનસંયમાય શ્રી ચારિત્રાય નમઃ
૨૯ ,, પારિષ્ઠાપનસંયમઉપયોગયુકતાય શ્રી ચારિત્રાય નમઃ
૩૦ ,, મનઃસંયમયુકતાય[2] શ્રી ચારિત્રાય નમઃ

---

૧ યતનાપૂર્વક વર્તવું તે. ૨ મનગુપ્તિ

અનાશાતના ભક્તિ સુઉંકેરે.
અતિમાન ગુણ ગાનારી. સ૦ અ૦ ॥ ૪ ॥
દોય સહસને ચિઉત્તર અધિકે.
વંદન દેવ વિધાનારી. સ૦ અ૦ ॥ ૫ ॥
ચારસો બાનવે ગુરૂવંદન વિધિ.
વિનયી જન ચિત્ત આનારી. સ૦ અ૦ ॥ ૬ ॥
જિનવંદન હી તપ અતિ ભારી.
દુર્ગતિ નાશ કરાનારી. સ૦ અ૦ ॥ ૭ ॥
શ્રદ્ધા ભાસન તત્ત્વરમણતા.
વિનયીકારજ ગાનારી. સ૦ અ૦ ॥ ૮ ॥
ધન્ના એહ પદ વિધિ સું સેવી.
આતમરંગ ભરાનારી. સ૦ અ૦ ॥ ૯ ॥

( કાવ્ય-મંત્ર પૂર્વવત્ )

---

વિનયીજનની આશાતના નહિ કરવી, મંગલકર ભક્તિ સાથે બહુમાન-ગુણગાન કરવું; દેવવંદનના બે હજાર ને ચુમ્મોતેર અને ગુરૂવંદનના ચારસો બાણું પ્રકારની વિધિ વિનયી જનોએ ચિત્તમાં ધારણ કરવી; જિનવંદન એ અતિ ઉગ્ર તપ છે; અને દુર્ગતિનો નાશ કરનાર છે; વિનયી મનુષ્યને શ્રદ્ધા, જ્ઞાન અને તત્વરમણતારૂપ કાર્ય પ્રકટે છે તેમ (શાસ્ત્રમાં) કહેલ છે; ધન શ્રેષ્ઠિએ આ પદની વિધિપૂર્વક સાધના કરી આત્મામાં ( તીર્થંકરપદનો ) રંગ ભર્યો. ૪-૯.

**॥ દશમી વિનયપદ પૂજા સમાપ્ત. ॥**





# ॥ एकादशी चारित्रपद पूजा ॥

॥ દોહા ॥

ચરણ શરણ ભવજલ તરણ, ચરણ શરણ સુખ સાર,
રંક મહંત કરે મહી, સુર નર સેવા કાર ॥ ૧ ॥
તીન જગતપતિ પદ દીએ, ઇદ્રાદિક ગુણ ગાય,
કલિમલ પંક પખારના, જય જય સંયમ રાય ॥ ૨ ॥

( સોરઠ–તાનરૂપક, લગીનો નાભિ નંદન શું, દેશી )

ચરણ પદ મન રંગ રે જીયા, ચ૦ ॥ અંચલિ ॥
આઠ કર્મકો સંચયકો જે,
રિકત કરે ભય ભંગ,

દોહા–અર્થ:—પ્રાણીઓને–ચારિત્ર શરણરૂપ છે, ભવ-સમુદ્રમાંથી તારનાર છે, ઉત્તમ સુખ આપનાર છે, રંક જનો ચારિત્રથી મહાત્મા બને છે, જેમની દેવ અને મનુષ્યો સેવા કરે છે, જે તીર્થંકરપદ આપે છે, જેના ગુણો ઈંદ્રાદિક દેવો ગાય છે, અને પાપરૂપ મલને સ્વચ્છ કરે છે તે ચારિત્રરાજ જયવંત વર્તો!

પૂજા–અર્થ —હે આત્મન્! ચારિત્રપદમાં મનના રંગને લગાવ! નિરુક્તિથી (પદ ભંજનવડે) ચારિત્ર–તેને કહેવાય છે કે જે આઠ કર્મના સંચયને ખાલી કરી સંસારનો ભય ભાંગી નાખે છે,

ચારિત્ર નામ નિરુકતેં માન્યો.
શિવરમણી કો સંગ રે જીયા. ચ૦ ॥ ૧ ॥

ષટ્ખંડ કેરો રાજ્ય જેહને.
રમણી ભોગ ઉત્તંગ;
ચક્રી સંજમ રસમેં લીનો,
ચિદ્દઘનરાજ અભંગ રે જીયા. ચ૦ ॥ ૨ ॥

બારે કષાય જરે જબ જાકે,
પ્રકટે સંયમ ચંગ;
આઠ કષાય ગયે અણુવિરતી,
ચારિત્ર મોહ વિરંગે રે જીયા. ચ૦ ॥ ૩ ॥

વર્ષ સંયમકે સુખકી શ્રેણિ.
અનુત્તર સુર સુખ અંગ:

---

અને મુક્તિરૂપ સ્ત્રી સાથે સંગ કરાવે છે; જેમને [૧]છ ખંડનું રાજ્ય હતું અને ઉચ્ચ સ્ત્રીઓના ભોગો હતા તેવા ચક્રવર્તીઓ પણ જ્યારે સંયમ રસમાં લીન થયા ત્યારે અખંડ સિદ્ધાવસ્થાનું રાજ્ય પામ્યા. ૨.

બાર [૨]કષાય જ્યારે જાય છે ત્યારે પવિત્ર મનોહર સંયમ (સર્વ વિરતિ) પ્રકટે છે; [૩]આઠ કષાય જાય ત્યારે અણુ-વ્રતીપણું પ્રાપ્ત થાય છે—આ રીતે ચારિત્ર મોહનીય કર્મથી આત્મા (ક્રમે ક્રમે) વિરકત બને છે; એક વર્ષ સુધી પાલન કરેલું વૃદ્ધિમાન થતું ચારિત્ર અનુત્તર વિમાનના દેવ—સુખોની [૪]શ્રેણિથી વધી જાય છે.

તત્ત્વ રમણુતા ચયમ વિણુ નહી,
મમર અમર અનગ રે જીયા ચ૦ ॥ ૪ ॥
અરુણુદેવ ચયમપદ માધી,
અરિહંતરૂપ અમગ.
આતમાનંદી સુરનર વદી,
પ્રકટચો જ્ઞાન તરગ રે જીયા. ચ૦ ॥ ૫ ॥

( કાવ્ય-મત્ર-પૂર્વવત્ )

---

ચારિત્ર વગર તત્ત્વરમણુતા પ્રાપ્ત થતી નથી અને તત્ત્વ રમણુતાથી અશરીરીપણુ અને અમરપણુ પ્રાપ્ત થાય છે-તે ધ્યાનમા રાખો, અરુણુદેવરાજાએ ચયમપદની સાધના કરી નિસગ તીર્થંકરગોત્ર ઉપાર્જન કર્યું, અને આત્માનદ પ્રાપ્ત કરવાથી-કેવળજ્ઞાન તરગ પ્રકટ્યો અને દેવ અને મનુષ્યોથી પૂજિત થયા ૫

એકાદશી ચારિત્રપદ પૂજા સમાપ્ત.



# ॥ द्वादशी ब्रह्मचर्यपद पूजा ॥

॥ દોહા ॥

કામકુંભ સુરતરુમણિ, સબ વ્રત જીવન સાર;
કામિત ફલદાયક સદા, ભવ દુઃખભંજન હાર. ॥ ૧ ॥
તારા ગણમેં ઉડુપતિ, સુરગણમેં જિમ ઇંદ;
વિરતિ સકલ સુખ મંડના, જય જય બ્રહ્મ થિરિંદ. ॥ ૨ ॥

( સોરઠી-તાલ દીપચંદી-શ્યામ નેક દયા મોસેં ન કરી, એ દેશી. )

શ્યામ બ્રહ્મ સુહંકર લખરી, શ્યામ૦ અંચલિ.
કુમતિ સંગ સબ શુદ્ધ ભૂલી,
અનુભવ રસ સબ ચખરી૦ ॥ ૧ ॥
નવવાડેં શુદ્ધ બ્રહ્મ આરાધે.
અજર અમર તું અલખરી. શ્યામ૦ ॥ ૨ ॥

---

**દોહા-અર્થ:**—કામઘટ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ તુલ્ય, બારે વ્રતોના સારભૂત જીવનરૂપ, હંમેશાં ઇચ્છિત ફળાને આપનાર, સંસારના દુઃખને તોડનાર, તારાના સમૂહમાં જેમ ચંદ્ર, દેવોના સમૂહમાં જિમ ઇંદ્ર, અને સમસ્ત વિરતિના આભૂષણરૂપ બ્રહ્મચર્ય-[1]સ્થિરાત્મા જયવંત વર્તો !

**પૂજા-અર્થ:**—સુમતિ અંતરાત્માને કહે છે કે હે પતિ ! મંગલકારી બ્રહ્મચર્યને તમો ઓળખી લો ! કુમતિના સંગથી તમે તમારી સ્વભાવ પરિણતિ ભૂલી ગયા છો; માટે હવે અનુભવ રસ તમે ચાખો ! જો તમે શુદ્ધ બ્રહ્મચર્યને નવવાડોથી આરાધશો તો અજરામરપણું પ્રાપ્ત કરી અલક્ષ્ય-અતીંદ્રિય બની જશો.

ઔદારિક સુર કામજાલસે,
અપને આપકો રખઠી. શ્યામ૰ ॥ ૩ ॥
સિંહાદિક પશુ ભય સબ નાસી,
બ્રહ્મચર્ય રસ ચખઠી. શ્યામ૰ ॥ ૪ ॥
વિજયશેઠ વિજયા ગુણવતી,
સુદર્શન કામ કુખઠી શ્યામ૰ ॥ ૫ ॥
દશમે અંગે બત્રીશ ઉપમા,
બ્રહ્મચર્યકી દખઠી. શ્યામ૰ ॥ ૬ ॥
આતમ ચંદ્રવર્મ નરવર જ્યુ,
અરિહંત પદ સુખ અમગી. શ્યામ૰ ॥ ૭ ॥

(કાવ્ય-મંત્ર પૂર્વવત્)



દેવોના ઔદારિક ભોગોની રજાળથી તમે પોતાનું રક્ષણ કરો, બ્રહ્મચર્યના રસ ચાખવાથી સિંહાદિક પશુના ભયો સર્વ નાશ પામે છે ૩-૪

વિજયશેઠ, વિજયારાણી અને સુદર્શનશેઠે કામને ઘાસ તુલ્ય (નિરુપયોગી) બનાવ્યો, દશમા અંગમાં (પ્રશ્ન વ્યાકરણમાં) બ્રહ્મચર્યની બત્રીશ ઉપમાઓ આપી છે તે તપાસો ! ચંદ્રવર્માગજાએ આ પદનુ આરાધન કરી આત્મામાં તીર્થંકરપદ ઉપાર્જન કર્યું-તેમ શાસ્ત્રમાં કહેલ છે ૫-૭

દ્વાદશી બ્રહ્મચર્યપદ પૂજા સમાપ્ત.





# ॥ त्रयोदशी क्रियापद पूजा ॥

॥ દોહા ॥

ચિદ્દવિલાસ રસ રંગસેં, કરે ક્રિયા ભવિ ચંગ;
કરમ નિકંદન યશ ભરે, ઉછલે જ્ઞાન તરંગ ॥ ૧ ॥

આગમ અનુસારી ક્રિયા, જિનશાસન આધાર;
પ્રવર જ્ઞાન દર્શન લહે, શિવરમણી ભરતાર. ॥ ૨ ॥

( માઢ, ફલ વૃદ્ધિ પારસનાથ, પ્રભુકો પૂજો તો સહી—દેશી )

થારી ગઇ રે અનાદિનિંદ, જરા ટુક જોવો તો સહી;
જોવો તો સહી, મેરા ચેતન જોવો તો સહી. થા૦ અં૦

જ્ઞાન સંગ કિરિયા દુઃખહરણી, જોવો તો સહી,
મેરા ચેતન જોવો તો સહી;

---

દોહા-અર્થ:—જ્ઞાન વિલાસના રસ રંગપૂર્વક જો ભવ્યજનો મનોહર ક્રિયા કરે તો (અષ્ટ)કર્મોનો નાશ થાય છે; ઉજ્જવળ યશ પ્રાપ્ત થાય છે અને જ્ઞાનના તરંગો ઉછલે છે; જિનશાસનના આધારભૂત–આગમ અનુસારી જેઓ ક્રિયા કરે છે તેઓ કેવલજ્ઞાન દર્શન પ્રાપ્ત કરી [1]શિવસ્ત્રીના પતિ બને છે. ૨.

પૂજા-અર્થ:—હે આત્મન્ ! તારી અનાદિકાળની નિદ્રા ચાલી ગઇ છે; હવે જરા આંતરચક્ષુ ખોલીને તું તપાસ ! જ્ઞાનપૂર્વકની ક્રિયા સંસાર દુઃખને દૂર કરવાવાળી છે તે તું જાણ !

એહ ધર્મ શુક્લ શુદ્ધ ધ્યાન હૃદયમે,
પોવો તો સહી પોવો૦ મે૦ થા૦ ॥ ૧ ॥

આર્ત્તરૌદ્રકી પણવીસ કિરિયા,
ખોવો તો સહી, મેરા ચેતન ખોવો તો સહી;
અનુભવ સમરસ સાર જરા તુમ,
ટોવો તો સહી. ॥ ટોવો૦ મે૦ થા૦ ॥ ૨ ॥

અડ દિઠ્ઠી સમ્મત જોગ કી કિરિયા, ઢોવો તો સહી,
મેરા ચેતન ઢોવો તો સહી,
પ્રથમ ચાર તજી ચાર ગ્રહી પર,
હોવો તો સહી. હોવો૦ મે૦ થા૦ ॥ ૩ ॥

સમકિતકી કરણી દુઃખ હરણી, લેવો તો સહી,
મેરા ચેતન લેવો તો સહી.
ઠુક દુર્નય પથ વિડાર જ્ઞાન રસ,
ગોવો તો સહી. ગોવો૦ મે૦ થા૦ ॥ ૪ ॥

---

ધર્મ અને શુક્લરૂપ શુદ્ધ ધ્યાન હૃદયમા પરોવ! આર્ત્ત અને રૌદ્રધ્યાનની [૨]પચ્ચીશ ક્રિયાઓ ગુમાવી દે! અને અનુભવરૂપ સમતારસનો સાર જરા તુ તપાસ! ૧-૨

યોગની [૩]આઠ દૃષ્ટિને અનુકૂળ ક્રિયાનું વહન કરો! પહેલી ચાર દૃષ્ટિ [૪]તજીને બીજી ચાર ગ્રહણ કરવા તત્પર બનો! દુઃખને હરનારી સમ્યક્ત્વની ક્રિયા સ્વીકારી દુર્નય માર્ગનો નાશ કરી જ્ઞાનરસને જરા ઘોળો તો સહી! ૧-૪ તત્ત્વ સબંધી પ્રીતિને મનમા જરૂર સ્પર્શ કરો!,

અંતર તત્ત્વ વિષય મન પ્રીતિ, છોવો તો સહી,
મેરા ચેતન છોવો તો સહી;
એહ જ્ઞાન ક્રિયા નિજ ગુણ રંગ રાચી,
થોવો તો સહી. થોવો૦ મે૦ થા૦ ॥ ૫ ॥
અશુભ ધ્યાનકે થાનક ત્રેસઠ, ખોવો તો સહી,
મેરા ચેતન ખોવો તો સહી;
પુણ્યાનુબંધી પુણ્ય બીજ હુકે,
બોવો તો સહી. બોવો૦ મે૦ થા૦ ॥ ૬ ॥
ક્રોધ માન માયા જડતા રંગ, ધોવો તો સહી,
મેરા ચેતન ધોવો તો સહી:
એહ હરિવાહન આતમ રસ ચાખી,
મેવો તો સહી. મેવો૦ મે૦ થા૦ ॥ ૭ ॥

(કાવ્ય-મંત્ર પૂર્વવત્)

---

અને આંતર જ્ઞાન અને ક્રિયાને આત્મ ગુણરૂપે રંગીને શોભો ! ૫.

હે આત્મન્ ! આર્ત્ત અને રૌદ્રધ્યાનના ત્રેસઠ પસ્થાનોને ગુમાવી દો; જરા પુણ્યાનુબંધી[૬] પુણ્યનું બીજ વાવો ! ક્રોધ માન માયારૂપ જડપણાનો રંગ ધોઇ નાંખો; હરિવાહન રાજાએ આ પદનું આરાધન કરી આત્માનુભવરૂપ મેવાનો રસ ચાખી લીધો. ૬–૭.

**ત્રયોદશી ક્રિયાપદ પૂજા સમાપ્ત.**



# ॥ चतुर्दशी तपःपद पूजा ॥

॥ દોહા ॥

ઉપશમ રસ યુત તપ ભલો, કામ નિકંદન હાર,
કર્મ તપાવે ચીકણા, જય જય તપ સુખકાર ॥ ૧ ॥

( રાગ બિહાગ તાલ દીપચંદી )

સુ સુધરે રે સુજ્ઞાની અનઘતપ ॥ સુ૦ અચલિ૦
કર્મ નિકાચિત છિનકમેં જારે,
નિર્દંભ તપ મન આની. અનઘતપ. સુ૦ ॥ ૧ ॥
અર્જુન માલી દૃઢ પ્રહારી,
તપસુ ધરે શુભ ધ્યાની અનઘતપ. સું૦ ॥ ૨ ॥

---

દોહા-અર્થ --શાતરસપૂર્વક તપ થાય તો તે સુંદર છે, કામવાસનાનો નાશ કરનાર છે, અને ચીકણાં કર્મને પણ તપાવે છે, આ સુખકારી તપ જયવંત વર્તો !

પજા-અર્થ —હે સદ્‌જ્ઞાની આત્મન્ ! જેમ સારી રીતે બને તેમ નિર્દોષ તપને તું ધારણ કર ! દંભ વગરનો તપ નિકાચિત કર્મોને ક્ષણમાં બાળે છે—એ તું મનમાં લાવ ! અર્જુનમાળી અને દૃઢપ્રહારીએ શુભ ધ્યાનપૂર્વક તપ કરેલો છે ૧-૨

લાખ અગ્યારહ અસ્સી હજારા,
પંચ સયાં ગિન જ્ઞાની. અનઘતપ ચું૦ ॥ ૩ ॥
ઈતને માસ ઉસંગ તપ કીનો,
નંદન જિનપદ ઠાની. અનઘતપ ચું૦ ॥ ૪ ॥
સંવત્સર ગુણરત્ન જપીના,
અતિમુકતક સુખખાની. અનઘતપ ચું૦ ॥ ૫ ॥
ચઉદ સહસ મુનિવરસેં અધિકો,
ધન ધન્નો જિનવાની. અનઘતપ ચું૦ ॥ ૬ ॥
કનકકેતુ તપપદ શુદ્ધ સેવી,
આતમ જિનપદદાની. અનઘતપ ચું૦ ॥ ૭ ॥

(કાવ્ય-મંત્ર પૂર્વવત્)

---

મહાવીર પરમાત્માએ નંદનઋષિના ભવમાં અગીઆર લાખ એંશી હજાર ને પાંચસો માસખમણનો તપ ઉત્સાહપૂર્વક કરી તીર્થંકરનામ કર્મ ઉપાર્જન કર્યું હતું. ૩-૪.

સંવત્સર, ગુણરત્ન અને અતિમુક્તક તપ સુખની ખાણરૂપ છે તેમ જ આત્માને [૨]પુષ્ટિકર છે; મહાવીર જિનેશ્વરે ચૌદ હજાર મુનિઓમાં ધન્નાજીના તપને અધિક વખાણ્યો હતો; કનકકેતુરાજાએ શુદ્ધ રીતે તપપદનું સેવન કરી અંતરાત્માને જિનપદનું દાન કર્યું અર્થાત્ તીર્થંકરનામકર્મ ઉપાર્જ્યું. ૫-૭.

**ચતુર્દશી તપઃપદ પૂજા સમાપ્ત.**





# ॥ पंचदशी दानपद पूजा ॥

॥ દોહા ॥

દાને ભવ સંકટ મિટે, દાને આનંદ પૂર ।
દાને જિનવર પદ લહે, સકલ ભયંકર ચૂર ॥ ૧ ॥
અભય સુપાતર દાન દે, નિસ્તરિયા સંસાર ।
મેઘ સુમુખ વસુમતી ધના, કહત ન આવે પાર ॥ ૨ ॥

(જગનો–દેખો પરતખી –ચો મિત્રિ તાર, ગમ તો ગોવિં –દેશી)

દાન તો અભંગ દીજે મન ધરી રંગ. દા૦ અ૦ ॥
ખાન તો અમર અજ, સુખ તો અભંગ,
ગૌતમ રતન સમ. પાત્ર સુરંગ. દા૦ ॥ ૧ ॥

---

દોહા-અર્થ —દાનથી[1] સંસારનું દુઃખ મટે છે, આનંદનો સમૂહ પ્રાપ્ત થાય છે, તીર્થંકરપદ પમાય છે અને સમસ્ત ભયોના ચૂરેચૂરા થઇ જાય છે, મેઘકુમાર, સુમુખ, વસુમતી (ચંદનબાળા) અને ધન્યકુમારે અભયદાન અને સુપાત્રદાન આપીને સંસાર સમુદ્રને તર્યો, અન્ય અનેક છે તેના નામો કહેતા પાર આવે તેમ નથી.

પૂજા-અર્થ-મનમાં રંગ ધારણ કરીને અખંડિત દાન દેવું; દાન અજરામર ખાણ છે અને અખંડિત સુખ આપે છે, ગૌતમસ્વામી તેજસ્વી રત્નનું પાત્ર છે,

કનક સમાન મુનિ, પાત્ર ઉત્તંગ,
દેશવિરતિ પાત્ર રૌપ્ય, મધ્યમ સુમંગ. દા૦ ॥ ૨ ॥
સમદર્શી જીવ માનો, જઘન તરંગ,
કાંસ્ય પાત્ર સમ, સુખ દે નિરંગ. દા૦ ॥ ૩ ॥
શાલિભદ્ર કૃતપુન્ના, ધન્ના શુભચંદ ॥
દાનસે અનંત સુખ કહત જિનંદ ॥ દા૦ ॥ ૪ ॥
દાનસે હરિવાહન લીનો, જિનપદ સંગ ॥
આતમ આનંદ કંદ, સહજ ઉમંગ ॥ દા૦ ॥ ૫ ॥

( કાવ્ય-મંત્ર પૂર્વવત્ )



મુનિજન ઉચ્ચ સુવર્ણ પાત્ર છે; દેશવિરતિ ગૃહસ્થ રૂપાનું મધ્યમ પાત્ર છે તેની ( સેવાની ) ઇચ્છા રાખો; સમ્યગ્દૃષ્ટિ જીવ કાંસાનું જઘન્ય પાત્ર છે–આ તમામ પાત્રોની સેવા મુક્તિનું સુખ આપે છે. ૩.

ઉજ્જવળ ચંદ્રમા તુલ્ય શાલિભદ્ર, કૃતપુણ્ય ( કયવન્ના ), અને ધન્યકુમારે દાનથી અનંત સુખ પ્રાપ્ત કર્યું એમ (મહાવીર) જિનેંદ્રે કહ્યું છે; દાનથી હરિવાહન રાજાએ સ્વાભાવિક ઉત્સાહ-પૂર્વક આત્માના આનંદના મૂળરૂપ તીર્થંકર પદ મેળવ્યું. ૪–૫

**પંચદશી દાનપદ પૂજા સમાપ્ત.**

# ॥ षोडशी वैयावृत्त्यपद पूजा ॥

॥ દોહા ॥

વૈયાવચ્ચ પદ સોળમે, અખિલ વિમલ ગુણ ખાન ॥
અપ્રતિપાતિ પદ ખરો, આગમ કથિત નિદાન ॥ ૧ ॥
જિન સૂરિ પાઠક મુનિ, બાલક વૃદ્ધ ગિલાન ॥
તપી સઘ જિન ચૈત્યકા, વૈયાવચ્ચ વિધાન ॥ ૨ ॥

( જગલો ઝીઆટી પજાબી ઠેકા ગિરિનારીખ પહાડી )
પર ઠૈસે ગુજરી-એ દેશી )

શુદ્ધ વૈયાવચ્ચ કર જિન પદ વર રી
॥ શુદ્ધ૦ ॥ અ૦ ॥
તીર્થંકર કેવલી મનપર્યવ,
અવધિ ચતુર્દશ પુવ્વધરી ॥ શુદ્ધ૦ ॥ ૧ ॥

---

દોહા-અર્થ—સોળમુ વૈયાવચ્ચ પદ સમસ્ત નિર્મળ ગુણોની ખાણ છે, અને આગમમા કહેલ મોક્ષના નિમિત્તભૂત સ્પષ્ટ રીતે [1]અપ્રતિપાતિ પદ છે, જિન, સૂરિ, ઉપાધ્યાય, મુનિ, બાલક, વૃદ્ધ, ગ્લાન, તપશ્ચર્યાવાન, સઘ અને જિનપ્રતિમાનું વૈયાવચ્ચ શાસ્ત્રમા કહેલુ છે ૨

રે અતરાત્મન્ ! તીર્થંકર, સામાન્યકેવલી, મન પર્યવજ્ઞાની, અવધિજ્ઞાની, ચૌદપૂર્વધર, ૧

દશપૂર્વી ઉત્કૃષ્ટ ચરણધર,
લબ્ધિમંત એ જિન સગરી ॥ શુદ્ધ૦ ॥ ૨ ॥
જિનમંદિર જિન ચૈત્ય કરાવે,
પૂજા કરે મન તનુ સુધરી ॥ શુદ્ધ૦ ॥ ૩ ॥
દશમે અંગે જિનવર ભાખી,
કુમતિ કુસંગ સબ દૂર ભગરી ॥ શુદ્ધ૦ ॥ ૪ ॥
નવપદ શેષ સૂરીશ્વર આદિ,
વૈયાવૃત્ય કર ઉઠ જગરી ॥ શુદ્ધ૦ ॥ ૫ ॥
શત પંચ મુનિકી વૈયાવચ્ચ કરકે,
ભરત બાહુબલ શિવ મગરી ॥ શુદ્ધ૦ ॥ ૬ ॥
નૃપ જિમૂત કેતુ પદ સાધી,
આતમ જિનપદ રસ ગગરી ॥ શુદ્ધ૦ ॥ ૭ ॥

( કાવ્ય-મંત્ર પૂર્વવત્ )

---

દશપૂર્વધર, ઉત્કૃષ્ટ ચારિત્રને ધારણ કરવાવાળા લબ્ધિવંત મુનિ-એ સાતે '[2]જિનોનું' શુદ્ધ વૈયાવચ્ચ કરીને તીર્થંકરપદ ઉપાર્જન કર! જિનમંદિર અને જિનપ્રતિમા કરાવે અને મન અને કાયાના શુદ્ધ યોગો પૂર્વક પૂજા કરે તો, ૩.

દશમા અંગમાં શ્રી જિનેશ્વરે કહ્યું છે કે-કુમતિ અને કુસંગ સર્વ દૂર નાસી જાય છે; હે આત્મન્! બાકીના [3]આચાર્ય આદિ નવવ્યક્તિઓનું પણ [4]મોહનિદ્રા દૂર કરી-જાગૃત થઇ વૈયાવચ્ચ કર. ૫. (પૂર્વ જન્મમાં) પાંચસો મુનિઓની વૈયાવચ્ચ-સેવા કરીને ભરત અને બાહુબળજી મોક્ષના અધિકારી થયા. ૬. જિમૂતકેતુ રાજાએ આ પદ સાધીને આત્મારૂપી ગાગરમાં જિનપદ રસ ભર્યું. ૭

**ષોડશી વૈયાવૃત્ત્યપદ પૂજા સમાપ્ત.**



# ॥ सप्तदशी समाधिपद पूजा ॥

॥ દોહા ॥

નિજ આતમ ગુણ રમણતા, ઇંદ્રિય તજી વિકાર ॥
થિર સમાધિ સંતોષમે, ભવદુઃખ ભંજનહાર ॥ ૧ ॥

( જગલો ઝીંઝોટી-પંજાબી ઠેકા—આનોને માગ ચેતનજી માગી વાત-દેશી )

રાચો રે ચેતનજી મન શુદ્ધ લાગ રાચો૦ ॥
ધારો ધારો સમાધિ કેરો રાગ. રાચો૦ ॥ ૧ ॥
યા સંગ નાશ કહ્યો ભવવનકો,
અબ કયું સંગકો ભાગ રાચો૦ ॥ ૨ ॥

---

દોહા-અર્થ —ઇંદ્રિયોના વિકારોને દૂર કરીને પોતાના આત્મગુણની રમણતામાં સંતોષપૂર્વક સ્થિર સમાધિ કરવી તે સંસારના દુઃખોને તોડનાર છે ૧

પૂજા-અર્થ —હે ચેતન! શુદ્ધ મનપૂર્વક હર્ષિત થઈ સમાધિના રંગને ધારણ કરો! જે સમાધિના સંગથી ભવાટવીનો નાશ ( શાસ્ત્રમાં ) કહ્યો છે-તેથી દૂર કેમ ભાગો છો? ૨

દ્રવ્ય સમાધિ ભાવ સમાધિ,
સુમતિ કેરો સુહાગ. રાચો૦ ॥ ૩ ॥
અશન વસનસે ભક્તિ સંઘકી,
દ્રવ્ય સમાધિ અથાગ. રાચો૦ ॥ ૪ ॥
સારણ વારણ ચોયણ કરની,
દુતીય સમાધિ જાગ. રાચો૦ ॥ ૫ ॥
સકલ સંઘકો દુવિધ સમાધિ,
નીપજાવે મહા ભાગ. રાચો૦ ॥ ૬ ॥
પંચસમિતિ તીનગુપ્તિ ધરે નિત,
નિશદિન ધરત વિરાગ. રાચો૦ ॥ ૭ ॥
ચાર નિક્ષેપ નય સત ભંગી,
કારણ પંચ નિરાગ. રાચો૦ ॥ ૮ ॥

અર્થઃ—સુમતિના મંગલમય સંબંધવાળી સમાધિ દ્રવ્ય અને ભાવ બે પ્રકારે છે; સંઘની ભક્તિ અન્ન અને વસ્ત્રથી પરિશ્રમ વગર કરવી તે દ્રવ્ય સમાધિ અને સારણા-વાયણા ચોયણા કરવી તે બીજી ( ભાવ ) સમાધિ. માટે જાગૃત થાઓ!-મહાભાગ્યશાળી પ્રાણીઓ સકલસંઘને બન્ને પ્રકારની સમાધિ પ્રકટાવે છે. ૩-૬.

જે પ્રાણીઓ પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિઓ હમેશાં ધારણ કરે છે અને રાત્રિ દિવસ વૈરાગ્યમય બને છે; ૭.

અને ઉદાસીન ભાવથી ચાર [2]નિક્ષેપા, [3]સપ્તભંગીઓ, પાંચ [4]કારણો, ૮

ચાર પ્રમાણ દ્રવ્ય ષટ્ માને,
નવતત્ત્વ દિલમે ચિરાગ. રાચો૦ ॥ ૯ ॥
સામાયિક નવદ્વાર વિચારી,
નિજ સત્તાકો વિભાગ રાચો૦ ॥ ૧૦ ॥
પુરંદર નૃપ એ પદ સેવી,
આતમ જિનપદ માગ રાચો૦ ॥ ૧૧ ॥

( કાવ્ય-મંત્ર પૂર્વવત્ )



તથા ચાર પ્રમાણો, છ દ્રવ્યો વિચારી, નવતત્ત્વોરૂપ દીપક માનસમંદિરમાં પ્રકટાવી, સામાયિકના નવ દ્વારોની વિચારણા કરી આત્મ સત્તાની વહેંચણ કરે છે, તેઓ જેમ પુરંદર-રાજાએ આ પદની સેવા કરી તીર્થંકરનામકર્મ ઉપાર્જ્યું તેમ જિનપદ પ્રાપ્ત કરે છે ૧૧

સપ્તદશી સમાધિપદ પૂજા સમાપ્ત.





# ॥ अष्टादशी अभिनव ज्ञानपद पूजा ॥

॥ દોહા ॥

જ્ઞાન અપૂરવ ગ્રહણ કર, જાગે અનુભવ રંગ ।
કુમતિ જાલ સબ જાર કે, ઉછલે તત્ત્વ તરંગ ॥ ૧ ॥
પદ અઢારમે પૂજિયેં, મન ધરી અધિક ઉમંગ ।
જ્ઞાન અપૂરવ જિન કહે, તજી કુગુરૂકો સંગ ॥ ૨ ॥

( ખ્યવરો-તાલ ઠુમરી-મન મોહા જંગલકી હરણી-એ દેશી. )

ભવિ વંદો અપૂર્વ જ્ઞાન તરણિને ॥ ભવિ૰ ॥ અં૰ ॥
કુમતિ ઘૂક સબ અંધ હુએ હૈ,
ભૂલે જડમતિ કરણીને. ભવિ૰ ॥ ૧ ॥

---

દોહા-અર્થ—નવું નવું જ્ઞાન ગ્રહણ કરવાથી (આત્માનો) અનુભવ રંગ પ્રકટે છે, કુમતિરૂપ જાળ સર્વાંશે પ્રજલે છે અને તત્ત્વોના તરંગો ઉછળે છે; કુગુરુનો સંગ તજીને અઢારમા અભિનવ જ્ઞાનપદની મનમાં અધિક ઉત્સાહ ધારણ કરીને પૂજના કરવી-એમ શ્રી જિનેશ્વરો કહે છે. ૨.

પૂજા-અર્થ—હે ભવ્ય જનો ! નવીન જ્ઞાનરૂપ સૂર્યને નમસ્કાર કરો ! મિથ્યામતિરૂપ ઘુવડો જડમતિ વાળી ક્રિયાઓ કરવાથી સાચો માર્ગ ભૂલીને અંધ બનેલા છે. ૧

જ્ઞાન અપૂરવ જબહી પ્રકટે,
શુદ્ધ કરે ચિત્ત ધરણીને. ભવિ૦ ॥ ૨ ॥
નિર્યુક્તિ શુદ્ધ ટીકા ચૂરણી,
મૂલ ભાષ્ય સુખ ભરણીને ભવિ૦ ॥ ૩ ॥
સંપ્રદાય અનુભવ રસ રંગે,
કુમતિ કુપથ વિહરણીને ભવિ૦ ॥ ૪ ॥
સદ્‌ગુરુકી યે તાલિકા નીકી,
રતન સંદૂખ ઉઘરણીને. ભવિ૦ ॥ ૫ ॥
ઇન વિન અર્થ કરે સો તસ્કર,
કાલ અનંતા મરણીને ભવિ૦ ॥ ૬ ॥
સમ્મતિ કર્મગ્રંથ રત્નાકર,
છેદ ગ્રંથ દુઃખ હરણીને. ભવિ૦ ॥ ૭ ॥

---

જ્યારે અપૂર્વ જ્ઞાન પ્રકટે છે ત્યારે માનસિક ભૂમિકાનું શોધન થાય છે, શુદ્ધ અને આત્માનંદ ભરનારી [1]નિર્યુક્તિ, ટીકા, ચુર્ણિ, મૂલ અને ભાષ્ય, ૨–૩

અને પરંપરા તથા [2]અનુભવ-રસરંગથી કુમતિરૂપ કુમાર્ગ દૂર થાય છે, સદ્‌ગુરુની એ સુંદર ચાવી છે, જે વડે (દ્વાદશાંગી રૂપ [3]ગણિપિટક) રત્નની પેટી ઉઘડે છે, (નિર્યુક્તિ વિગેરે વિના) જેઓ (સૂત્રનો) અર્થ કરે છે તે (ભાવ) [4]ચોર સમજવા અને તેમને અનંતકાળ સુધી જન્મ-મરણો કરવા પડે છે; સંસાર દુઃખને દૂર કરનારા સન્મતિ તર્ક, કર્મગ્રંથ, રત્નાકરાવતારિકા, (ને) છેદ[5] ગ્રંથો, ૪–૭

દ્વાદશાર વલી અંગ ઉપાંગા,
સપ્તભંગ શુદ્ધ વરણીને. ભવિ૦ ॥ ૮ ॥
ઇત્યાદિક ભવિ જ્ઞાન અપૂરવ,
પઠન કરે ધરે ચરણીને. ભવિ૦ ॥ ૯ ॥
સાગરચંદ જિનંદપદ પાયો,
આતમ શિવવધૂ પરણીને. ભવિ૦ ॥ ૧૦ ॥

( કાવ્ય--મંત્ર પૂર્વવત્ )

---

દ્વાદશાર નયચક્ર, અંગ–ઉપાંગો, અને સપ્ત ભંગીઓમાં આવેલાં વિશુદ્ધ વર્ણનો વિગેરે અપૂર્વ જ્ઞાનનું પઠન કરીને ભવ્ય પ્રાણીઓ ચારિત્રને ધારણ કરે છે; **સાગરચંદ્ર** શ્રેષ્ઠિએ ( આ પદનું આરાધન કરીને ) તીર્થંકરપદ ઉપાર્જન કરી મુક્તિરૂપ સ્ત્રી મેળવી. ૮–૧૦.

**અષ્ટાદશી અભિનવ જ્ઞાનપદ પૂજા સમાપ્ત.**





# ॥ एकोनविंशी श्रुतपद पूजा ॥

॥ દોહા ॥

પાપ તાપ કે હરણ કો, ચંદન સમ શ્રુતજ્ઞાન ।
શ્રુત અનુભવ રસ રાચિયે, માચિયે જિન ગુણ તાન ॥૧॥
ઇગુણવીસ પદ પૂજિયે, જિનવર વચન અભંગ ।
તીર્થંકરપદ ભવિ લહે, છાર કુમતિકો સંગ. ॥ ૨ ॥

(રાગ કલ્યાણ—શ્રી રાધાજીકી દે—નાની ગાગરી હમારી—એ દેશી)

શ્રી ચિદાનંદ વિડારોને કુમતિ, જો મેરી.
॥ શ્રી૦ ॥ અંચલિ ॥

દુષમ કાલમે કુમતિ અંધેરે,
પ્રકટ કરે મગ ચોરી શ્રી૦ ॥ ૧ ॥
બત્તીસ દોષ રહિત શ્રુત વાચે,
આઠ ગુણે કરી જોરી. શ્રી૦ ॥ ૨ ॥

---

દોહા-અર્થ—પાપરૂપ તાપને દૂર કરવાવાળુ શ્રુતજ્ઞાન ચંદન સરખુ છે, શ્રુતજ્ઞાનના અનુભવરસમા રાચીને જિનેશ્વરના ગુણોમા એકતાન થવુ, જેઓ ઓગણીસમા પદની સેવા કરે છે તે ભવ્યજનો કુમતિનો સંગ દૂર કરી તીર્થંકરપદ પ્રાપ્ત કરે છે—એમ શ્રી જિનેશ્વરનુ અબાધિત વચન છે

પૂજા-અર્થ—હે જ્ઞાનઘન ! મારી કુમતિને દૂર કરો ! આ (પાંચમા) દુષમ કાળમા અંધારુ ફેલાઈ જવાથી સર્વ કુમતિ મનુષ્યો (મૂત્રાર્થની) ચોરી કરી રહ્યા છે, [1]બત્રીસ દોષ દૂર કરી અને આઠ [2]ગુણોથી યુક્ત થઈ શ્રુતજ્ઞાનનુ વાચન કરવુ

અરિહંત ગણધર ભાષિત જાકો,
શ્રુત કેવલી બલ કોરી. શ્રી૦ ॥ ૩ ॥
પ્રત્યેક બુદ્ધ દશ પૂરવધર,
શ્રુત હરે ભવ કોરી. શ્રી૦ ॥ ૪ ॥
આઠ આચાર જો કાલાદિક હે,
સાધે કરમ નિચોરી. શ્રી૦ ॥ ૫ ॥
ચારો હિ અનુયોગ ગુરૂગમ વાંચે,
ટૂટે કુપંથકી દોરી. શ્રી૦ ॥ ૬ ॥
ચૌદ ભેદ શ્રુત વીસ ભેદ હૈ,
અંગ પયન્ના કોરી. શ્રી૦ ॥ ૭ ॥
રત્નચૂડ નૃપ એ પદ સેવી,
આતમ જિનપદ હોરી. શ્રી૦ ॥ ૮ ॥

(કાવ્ય-મંત્ર પૂર્વવત્)

---

અરિહંત, ગણધર, અને અપૂર્વ વીર્ય બળવાળા શ્રુત કેવલીઓ વડે ભાષિત, પ્રત્યેક [૩]બુદ્ધ અને દશપૂર્વી રચિત-શ્રુતજ્ઞાન ક્રોડો ભવોનાં પાપો દૂર કરે છે; કાલાદિ [૪]આઠ આચારોને જેઓ સાધે છે તેઓ કર્મોને નીચોવી નાંખે છે; ગુરુજનો પાસે ચાર અનુયોગોનો અભ્યાસ કરે તો કુમાર્ગની દોરી તુટી જાય છે; શ્રુતના [૫]ચૌદ અને [૬]વીશ ભેદો છે-જે અંગોમાં અને [૭]પયન્નાઓ વિગેરેમાં સમાયલું છે; રત્નચૂડ રાજાએ આ પદની સેવા કરી આત્મામાં જિનપદ ઉપાર્જ્યું. ૮.

**એકોનવિંશતિતમ શ્રુતપદ પૂજા સમાપ્ત.**

ઇત્યાદિ જિન સ્થાન. જનમ વિરત જ્ઞાન.
સમજ સુજાન ઠાન, ભક્તિ ખરે રી. તીર્થ૦ ॥ ૩ ॥
થાવર તીર્થ રંગ. મન ધરી અતિ ચંગ.
સંઘ કાઢી મહાનંદ. ધર્મ સુધરે રી. તીર્થ૦ ॥ ૪ ॥
સંઘકી ભક્તિ કરી. જયજયકાર જગકરી.
પાવના પ્રભાવનાસે ઉન્નતિ કરે રી. તીર્થ૦ ॥ ૫ ॥
ભરતસાગર સેન. મહા પદ્મ હરિષેણ.
સંપ્રતિ કુમારપાલ. વસ્તુપાલ નરે રી. તીર્થ૦ ॥ ૬ ॥
રચણ પચરંગ કરી. કંચન કે થાલ ભરી.
તીર્થ વધાવો ગુણ, ગાવો ચિત્ત ખરે રી. તીર્થ૦ ॥ ૭ ॥
આતમ આનંદ પૂર, કરમ કલંક ચૂર.
મેરુપ્રભ જિનપદ, સુખસે વરે રી. તીર્થ૦ ॥ ૮ ॥

(કાવ્ય-મંત્ર પૂર્વવત્)

---

વિગેરે વિગેરે; તેમજ જિનોનાં જન્મ, દીક્ષા અને કેવલજ્ઞાનાદિ સ્થાનો સમજીને—સારી રીતે જાણીને સાચી ભક્તિ કરો. સ્થાવર તીર્થ તરફ અતિ મનોહર માનસિક પ્રીતિ ધારણ કરી સંઘ કાઢવાથી આત્મધર્મની પુષ્ટિ થાય છે; સંઘની ભક્તિ કરવાથી જગતમાં જયજયકાર થાય છે અને પવિત્ર પ્રભાવનાથી જિનશાસનની ઉન્નતિ થાય છે; ભરતચક્રી, સગરચક્રી, મહાપદ્મ અને હરિષેણ વિગેરે તથા (પંચમ આરામાં) કુમારપાલ અને વસ્તુપાલ જેવા નરપુંગવોએ તીર્થ પ્રભાવના કરી છે; સુવર્ણના થાળમાં પંચરંગી રત્નોને ભેગાં કરી તીર્થને વધાવો અને શુદ્ધ ચિત્તથી ગુણગાન કરો; મેરૂપ્રભ (આચાર્ય રાજર્ષિએ) આ પદની સેવાથી કર્મરૂપ કલંકનું ચૂર્ણ કરી આત્માના આનંદરૂપ સુખને પ્રાપ્ત કર્યું. ૩–૮

**વિંશતિતમ તીર્થપદ પૂજા સમાપ્ત.**

કીર્તિ વિજય ગુરૂ સમરસ ભીને,
કસ્તૂર મણિ હૈ નિરંગી. વિં૦ ॥ ૫ ॥

શ્રી ગુરૂ બુદ્ધિવિજય મહારાજા,
મુક્તિવિજય ગણિ ચંગી. વિં૦ ॥ ૬ ॥

તસ લઘુ ભ્રાતા આનંદવિજયે,
ગાઈ વિંશતિપદ ભંગી. વિં૦ ॥ ૭ ॥

ખ૦ યુગ૪ અંક૯ ઇંદુ૧ (૧૯૪૦) વત્સરમેં,
બીકાનેર સુરંગી. વિં૦ ॥ ૮ ॥

આતમરામ આનંદપદ પૂજો,
મન તન હોય એક રંગી. વિં૦ ॥ ૯ ॥

॥ ઇતિ વિંશતિસ્થાનક પદ પૂજા ॥



તેમના ઉત્તરોત્તર શિષ્યો–શાતરસવાળા કીર્તિવિજય, વૈરાગ્ય રંગવાળા કસ્તૂરવિજય, ગુરૂ શ્રી **બુટેરાયજી** મહારાજ અને મનોહરમૂર્તિ **મૂળચંદજી** ગણિ થયા. ૬.

તેમના લઘુ ભાઇશ્રી **આનંદવિજયજી**એ વીશ સ્થાનક પદોના વિભાગો ગાઈ બતાવ્યા; (વિ૦ સં૦) ૧૯૪૦ ના વર્ષમા **બીકાનેરમાં** આત્માના રંગપૂર્વક મન અને તનની શુદ્ધિનો એકરંગ કરીને આનંદપૂર્વક આ પદોની યોજના કરવાથી આત્માની (શાશ્વત) રમણુતા પ્રકટે છે–એમ શ્રી **આત્મારામજી** મહારાજ કહે છે. ૯.

૬ મા–હણ=કોઈપણ જીવને હણશો નહિ–એ અહિંસાના સિદ્ધાંતનો સંપૂર્ણરીતે પ્રસારનારા.

૭ સંસાર સમુદ્રથી જીવોને પાર લઈ જનારા ‘ કપ્તાન ’

૮ ભવ અટવીમાં ભૂલા પડેલા આત્માઓને મુક્તિ નગરીમા પહોં- ચાડનાર ‘ સાર્થવાહ ’

૯ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ.

૧૦ આસુરીવૃત્તિ અને સાત્વિકવૃત્તિનુ યુદ્ધ–ઉપમિતિ ભવપ્રપંચા કથામા અર્હદ્વાણી–સદાગમથી કર્મપરિણામ મહારાજાનો ભય અને ભવ્ય આસન્નસિદ્ધિ પ્રાણીઓથી થતો કર્મપરિણામ મહારાજાનો હ્રાસ–ચાર ઘાતિ કર્મો સદંતર વિનાશ કર્યા પછી જ કેવલજ્ઞાન પામી અર્હત્ થવાય છે.

૧૧ નિષ્કલંક પદના ભોક્તા.

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं ।
वदनकमलमंकः कामिनीसंगशून्यः ॥
करयुगमपि यत्ते शस्त्रसंबंध वन्ध्यं ।
तदसि जगति देवो वीतरागस्त्वमेव ॥

૧૨ સરખાવો-“ જેહને હોય કલ્યાણક દિવસે નરકે પણ અજવાળુ.”

---

## ॥ બીજી શ્રી સિદ્ધપદ પૂજા ॥

( પા ૫૮ થી પા. ૬૦ સુધી. અંક ૧ થી ૧૫ )

૧ ઉપમાઓ સંસારની અંદર પ્રવર્ત્તતા વ્યવહારને અંગે અપાય છે; ઉપમા અને દૃષ્ટાંત એકદેશી હોય છે. કર્મને શત્રુ, પથ્થર, વિષ વિગેરે અનેક ઉપમાઓ અપાય છે. વૈખરી વાણીદ્વારા બાલજીવોને અનેક ઉપમાઓદ્વારા સમજાવી આત્માની ઉન્નતિ સાધવાનો હેતુ હોય છે.

૨ મનુષ્યના અંતિમ છેલ્લી અવસ્થામાં-ભવમાં શરીરનુ જે માપ હોય છે તેમાંથી છેલ્લે સમયે એક ભાગ બાદ કરી બે ભાગમાં (⅔) આત્મ-પ્રદેશનો ઘન થાય છે, તેટલી જ અવગાહના ⅔ આત્મપ્રદેશોની સિદ્ધ શિલાએ સાદિ અનંતે માટે રહે છે

૩ સિદ્ધ થનાર આત્મા એક જ સમયમાં, ઉપરના રાજલોકના પ્રદેશોને સમશ્રેણિએ ( લગભગ સીધા ) સ્પર્શીને સિદ્ધશિલાએ પહોંચે છે

૪ લોકના અસંખ્ય પ્રદેશો અને અલોકના અનંત પ્રદેશો-જેમના કેવલજ્ઞાન ગોચર છે, સરખાવો-સર્વ દ્રવ્ય પ્રદેશ અનંતા, તેહથી ગુણ પર્યાયજી, તાસ વર્ગથી અનંતગણું પ્રભુ, કેવલજ્ઞાન કહાયજી

**શ્રીમદ્ દેવચંદ્રજી.**

૫ સિદ્ધનો-લાલ રંગની-ધ્યાનના અર્થે વ્યવહારમાં કલ્પના કરેલી છે Man visible & invisible નામની બુકમાં પ્રખર તત્ત્વ જ્ઞાની થીઓસોફીસ્ટ પ્રૉ. લેડબીટરે પણ સર્વોન્નત આત્માઓની માનસિક સ્થિતિ-લાલ ગુલાબી રંગની-આતર દૃષ્ટિ Clair Voyance થી કલ્પી છે કર્મરૂપ ઇંધનો બળી ગયા પછી લાલ રંગ રહે છે તે ઉપમા પણ સિદ્ધના જીવોને વ્યવહારથી ઘટી શકે છે, નિશ્ચય દૃષ્ટિએ તો 'વર્ણ' તેમને છે જ નહિં

૬ એક બહુ બારણાવાળા મહેલમાં જેમ અનેક દીવાનો પ્રકાશ હોય તેમાં વિશેષ વિશેષ દીવાઓ પ્રકટાવીએ તો જ્યોતિમાં જ્યોતિ મળી જાય છે તેમ સિદ્ધના જીવો તમામ કેવલજ્ઞાનમય હોવાથી જ્યોતિરૂપ છે

૭ વિભાવ પરિણતિરૂપ મૂળનો નાશ થવાથી-રાગ-દ્વેષરૂપ દ્વંદ્વોની ઉત્પત્તિ ન થાય અને કર્મબંધ પણ પછી ન હોઈ શકે

૮ એક સમયમાં ઉત્પત્તિ સ્થિતિ અને વિનાશના ભાવોવાળા દ્રવ્યોના ભૂત-ભવિષ્ય અને વર્તમાનરૂપ ત્રિકાલિક જ્ઞાનના પર્યાયો

૯ સીધા સમશ્રેણિવાળા પ્રદેશોને સ્પર્શ કરવાવાળી.

૧૦ અનંતજ્ઞાન—દર્શન—ચારિત્ર—વીર્ય.

૧૧ દર્શનાવરણીય કર્મના નવભેદો, ૪ આયુ જ્ઞાનાવરણીય કર્મના પાચ ભેદો, અંતરાય કર્મના ૫ ભેદો, સાતા—અસાતા વેદનીય, શુભ—અશુભ નામ, દર્શન—ચારિત્ર મોહનીય, ઉચ્ચ અને નીચ ગોત્ર-કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલા કુલ ૩૧ ગુણો.

૧૨ એરંડાના બીજની પેઠે કર્મબંધનનો અભાવ થવાથી સિદ્ધ થનાર આત્માની ગતિ ઊર્ધ્વ બને છે.

૧૩ તુંબડીના પેઠે કર્મ સંગરહિત થવાથી સિદ્ધાત્માની ગતિ ઊર્ધ્વ થાય છે.

૧૪ કુંભાર જેમ ઘટ બનાવતી વખતે તમામ માટીના પિંડની તૈયારી કરી રાખી છેલ્લે દંડ ઉપાડી લે છે અને ઘટ ( પૂર્વે કરેલા પ્રયોગ અનુસાર ) બની જાય છે—તેમ સિદ્ધના જીવોને ઊંચે જવાનો પૂર્વ પ્રયોગ શૈલેશીકરણ પછી અયોગિ અવસ્થાનો છે, ને સમયે સૂક્ષ્મકાય યોગના રૂંધનથી આત્મપ્રદેશોનો ઘન થાય છે અને તેજ આત્મપ્રદેશના આસનથી જીવ સિદ્ધાવસ્થામાં સિદ્ધ-શિલાએ હમેશાં રહે છે.

૧૫ પાણીની અંદર રહેલું લાકડું વજનમાં હલકું હોવાથી જેમ સપાટી ઉપર જવાના સ્વભાવવાળું છે તેમ સિદ્ધ થનાર આત્મા કર્મના વજનથી હલકો થવાથી ઊંચે લોકાંત સુધી જાય છે.

---

## ॥ ત્રીજી શ્રી પ્રવચનપદ પૂજા ॥

( પા. ૬૧ થી પા. ૬૪ સુધી. અંક ૧ થી ૧૩. )

૧ કર્મોથી થતી આત્માને પીડા.

૨ સરખાવો

ऐंद्रश्रीसुखमग्नेन लीलालग्नमिवाखिल ।
सच्चिदानंदपूर्णेन पूर्णं जगदवेक्ष्यते ॥

જ્ઞાનસાર

૩ ૧૮૦ મત ક્રિયાવાદીઓના, ૮૪ મત અક્રિયાવાદીઓના, અને ૩૨ મત વિનયવાદીઓના અને ૬૭ મત અજ્ઞાનવાદીઓના મળી ત્રણસો ત્રેસઠ જૈનેતરદર્શનોના વિભાગો છે

૪ ભૌતિકવાદ-પૌદ્‌ગલિક વાસનાનુ સામ્રાજ્ય-Materialism-બહિરાત્મભાવ-મિથ્યાત્વ-પરવસ્તુસ્વભાવ

૫ જિનાગમરૂપ સૂર્યદ્વારા સ્વપરની વહેચણ સમજતા મિથ્યાત્વવાદરૂપ અંધકારનો વિલય થાય છે

૬ આત્માનો જ્ઞાન-દર્શન-ચારિત્રાદિગુણરૂપ ગુપ્ત ખજાનો

૭ નૈગમ, સંગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂતનય

૮ સ્યાદસ્તિ, સ્યાન્નાસ્તિ, સ્યાદસ્તિનાસ્તિ, સ્યાદવક્તવ્ય, સ્યાદસ્તિ અવક્તવ્ય, સ્યાન્નાસ્તિ અવક્તવ્ય, અને સ્યાદસ્તિ નાસ્તિઅવક્તવ્ય

૯ પ્રત્યક્ષ અને પરોક્ષ

૧૦ ઉત્સર્ગ અપવાદ, ઉત્સર્ગ ઉત્સર્ગ, અપવાદ અપવાદ, અપવાદ ઉત્સર્ગ, ઉત્સર્ગ અપવાદ.

૧૧ કરુણાવાત્સલ્ય સજ્જનતા, આત્મનિંદા પાઠ, સમતા ભક્તિ વૈરાગતા, ધર્મરાગ ગુણ આદિ

૧૨ આત્મગુણનો ખજાનો

૧૩ ચૂર્ણિ, ભાષ્ય, સૂત્ર, નિર્યુક્તિ અને ટીકા



## ॥ ચતુર્થી શ્રી સૂરિપદ પૂજા ॥

( પા. ૬૫ થી પા. ૬૬ સુધી. અંક ૧ થી ૧૧ )

૧ ચરણસિત્તરીના ૭૦ ભેદ

[૫]વ્રત, [૧૦]શ્રમણધર્મ, [૧૭]સંયમ, [૧૦]વૈયાવૃત્ય, [૯]બ્રહ્મચર્યગુપ્તિ, જ્ઞાન. દર્શન, ચારિત્ર, [૧૨]તપ તથા [૪]ક્રોધાદિ કષાય નિગ્રહ.

કરણસિત્તરિના ૭૦ ભેદ

[૪]પિંડવિશુદ્ધિ, [૫]સમિતિ, [૧૨]ભાવના, [૧૨]પ્રતિમા વહન, [૫]ઇંદ્રિય નિરોધ. [૨૫]પડિલેહણ, [૩]ગુપ્તિ, [૪]અભિગ્રહ.

૨ અભ્યાસ યાદ કરાવી આપવો, અશુભ કાર્યથી વારવું, અભ્યાસમાં પ્રેરણા કરવી અને વારંવાર પ્રેરણા કરવી.

૩ પાંચ ઇંદ્રિયોને સંવર કરવાવાળા, [૯]બ્રહ્મચર્યની વાડોને ધારણ કરવાવાળા, [૪]કષાયથી રહિત. [૫]મહાવ્રતયુક્ત, [૫]આચારનું પાલન કરવાવાળા, [૫]સમિતિયુક્ત, [૩]ગુપ્તિવાળા મળીને–છત્રીશ ગુણોવાળા.

૪ સંપત્=વિભૂતિ–આચાર્યની વિભૂતિ ૫૬ પ્રકારે છે. [૪]આચારસંપત્ [૪]શ્રુતસંપત્, [૪]શરીરસંપત્, [૪]વચનસંપત્, [૪]મતિસંપત્, [૪]વાચનાસંપત્, [૪]પ્રયોગમતિસંપત્, અને સંગ્રહ [૪]પરીક્ષાસંપત્–આ બત્રીશ સંપદા જાણવામાં આવી છે. શ્રીમદ્ આત્મારામજી મહારાજે છપ્પન્ન 'સંપદા' શી રીતે જણાવી છે તે ખ્યાલમાં આવી નથી.

आयार सुय सरीरे वयणे वायणमई पउगमई ॥
एएसु संपया खलु अट्ठमिया संगहपरिन्ना ॥

શ્રી પ્રવચનસારોદ્ધાર.

૫ જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર.

૬ વિદ્યાપીઠ, સૌભાગ્યપીઠ. લક્ષ્મીપીઠ. મંત્રરાજ પ્રયોગપીઠ, સુમેરુ પીઠ–એ પંચ પ્રસ્થાનોદ્વારા સૂરિમંત્રની સવાક્રોટિ જાપપૂર્વક આરાધના કરવી પડે છે.

૭ અજ્ઞાન સંશય, મિથ્યાજ્ઞાન રાગ, દ્વેષ, મતિભ્રંશ, ધર્મઅનાદર, અને યોગ દુ:પ્રણિધાન

૮ દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, કથાનુયોગ અને ચરણકરણાનુયોગ

૯ ¹રાજકથા, ²ભક્તકથા, ³દેશકથા ⁴સ્ત્રીકથા, ⁵મૃદુકારુણ્ણી; ⁶દર્શનભેદની અને ⁷ચારિત્રભેદની

૧૦ ચૂર્ણિ, ભાષ્ય; સૂત્ર, નિર્યુક્તિ, વૃત્તિ પરંપર અનુભવરે, સમયપુરૂષના અંગ કહ્યા છે, જે છેદે તે દુર્ભવિ

શ્રીમદ્ આનંદઘનજી

૧૧ આતમરમણતા-યથાખ્યાત ચારિત્ર

## ॥ પંચમી સ્થવિર પદ પૂજા ॥

( પા ૬૭ થી પા ૬૮ સુધી અંક ૧-૨, )

૧ સાઠવર્ષવાળા વયસ્થવિર, વીશવર્ષ દીક્ષાપર્યાયવાળા પ્રતસ્થવિર, અને ઠરેલી મતિવાળા જ્ઞાનસ્થવિર

- दस थेरा पन्नत्ता तं जहा गामथेरा, नगरथेरा, रठथेरा, पसत्थारथेरा, कुलथेरा, गणथेरा, संघथेरा, जाइथेरा, सुयथेरा, परियायथेरा

ઠાણાંગસૂત્ર

નગરસ્થવિર, ગામ્રસ્થવિર દેશસ્થવિર, પ્રશાસ્તારસ્થવિર, કુલસ્થવિર, ગણસ્થવિર, સંઘસ્થવિર, જાતિસ્થવિર, શ્રુતસ્થવિર અને પર્યાયસ્થવિર

## ॥ ષષ્ઠી પાઠક પદ પૂજા ॥

( પા. ૬૯ થી ૭૧ સુધી. અંક ૧ થી ૮. )

૧. સરખાવો.

**एकेनाकर्षन्ती श्लथयन्ती वस्तुतत्त्वमितरेण ।**
**अन्तेन जयति जैनी नीतिर्मंथाननेत्रमिव गोपी ॥**

પુરૂષાર્થ સિદ્ધિઉપાય.

૨ **प्रमाणांशास्तथानयः**—વસ્તુનું એક વિભાગી જ્ઞાન તે નય. ઉલટું જ્ઞાન—મિથ્યાજ્ઞાન—તે દુર્નય; તેને સ્થાપન કરનારા દુર્નયવાદી કહેવાય છે.

૩ 'આત્મપરવિભજનકરાઃ' જ્યારે આત્મા અને તેથી ઇતર વસ્તુઓની વહેંચણી વૈરાગ્યના દૃષ્ટિબિંદુથી થાય ત્યારે તે **વિવેક** કહેવાય છે અને તે નિશ્ચય સમ્યક્ત્વ છે; ઉપરોક્ત દૃષ્ટિબિંદુથી સ્વપરની વહેંચણ સમજાવનારા.

૪ વસ્તુને અનેક દૃષ્ટિબિંદુથી તપાસવાની કળા.

૫ યુજન કરણ=આત્મા સાથે પૌદ્‌ગલિક કર્મોનું જોડાણ—તે ક્રિયાનો ભંગ કરવો. સરખાવો—યુંજન કરણે હો અંતર તુઝ પડયો રે, ગુણ કરણે કરી ભંગ; ગ્રંથ ઉક્તે કરી પંડિતજન કહ્યો રે, અંતર ભંગ સુઅંગ.

શ્રીમદ્ આનંદઘનજી.

૬ ખજાનચી—જ્ઞાનાદિગુણોનો ખજાનો સાચવનારા.

૭ શિષ્યના ૧૪ અવગુણો:—

**अभिक्खणं कोही हवइ, पवंधं च पकुव्वई ।**
**मित्तिज्जमाणो वमइ, सुअं लध्धूण मज्जइ ॥ १ ॥**

अविपावपरिक्खेवी, अविमित्तेसु कुप्पइ ।
सुप्पिअस्सा वि मित्तस्स, रहे भासइ पावग ॥ २ ॥

पइण वाइ दुहिले । थद्धे लुद्धे अहिग्गहे ॥
असंविभागी अचिअत्ते । अविणीपत्ति वुच्चइ ॥ ३ ॥

ઉત્તરાધ્યયન સૂત્ર

૮ [1]નમ્રતાવાળો, [2]અચપળ [3]માયારહિત, [4]કુતુહલરહિત, [5]તિરસ્કાર વગરનો, [6]પાપવગરનો [7]મિત્રના ઉપકાર કરનારો, [8]શ્રુત મદવગરનો [9]અનિંદક, [10]મિત્ર ઉપર કોપ વગરનો, [11]મિત્ર કલ્યાણભાષી [12]વાગ્યુદ્ધવર્જિત [13]કુલીન, [14]લજ્જાવાળો અને અંગોપાંગ[15] ગોપવનાર–શિષ્યના પંદર ગુણ

---

## ॥ સપ્તમી સાધુપદ પૂજા ॥

( પા ૭૨ થી ૭૩ સુધી અંક ૧ થી ૫ )

૧ પાંચ ઇંદ્રિયો અને ચાર કષાયને દૂર કરવારૂપ

૨ આહારના ૪૨ દોષ વિખ્યાત છે તેમાં પાંચ માંડલીના આહારદોષ ઉમેરવાથી ૪૭ થાય છે

૩ પંચમહાવ્રત અને છઠું રાત્રિભોજન વિરમણવ્રત પાલન, [6]કાયની રક્ષા કરનાર, [5]ઇંદ્રિયોના નિગ્રહ કરનાર લોભનિગ્રહ, ક્ષમા ચિત્તની નિર્મળતા શુદ્ધરીતે પડિલેહણા, સંયમ પ્રવૃત્તિ, અકુશળ મનવચન કાયાનો નિરોધ, શીતાદિ પરિષહોનુ સહન અને મરણાદિ ઉપસર્ગોના સહનરૂપ ૨૭ ગુણો

૪ મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથારૂપ

૫ બ્રહ્મચર્યની ૧૨ વાડો સુવિખ્યાત છે

---

૧૩ શય્યંભવ બ્રાહ્મણે જિનપ્રતિમાના દર્શનદ્વારા સમ્યકત્વ પ્રાપ્ત કર્યા પછી તેઓ દીક્ષા લઇ સૂરિ થયા હતા અને સ્વપુત્ર મનકના ઉપદેશાર્થે 'દશવૈકાલિક સૂત્ર' ની રચના કરી હતી.

૧૪ સરખાવોઃ ચરમ નયણ કરી મારગ જોવતા રે,
ભૂલ્યો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઇએ રે,
નયન તે દિવ્ય વિચાર.

શ્રીમદ્ આનંદઘનજી.

---

## ॥ દશમી વિનયપદ પૂજા ॥

( પા. ૭૯ થી ૮૦ સુધી. અંક ૧ થી ૮. )

૧ ભક્તિ, બહુમાન, ગુણસ્તુતિ, અવર્ણવાદને ઢાંકવા, અને આશાતનાનો અભાવ.

૨ અરિહંત, સિદ્ધ, આચાર્ય, ચૈત્ય, સિદ્ધાંત, ઉપાધ્યાય, ધર્મ, સાધુ, પ્રવચન અને દર્શનનો વિનય.

૩ આ પૂજામાંજ તેર નામો વિનયના છે.

૪ તેર વ્યક્તિનો વિનય; ભક્તિ, બહુમાન, ગુણસ્તુતિ અને અવર્ણવાદના ત્યાગરૂપ–ચાર પ્રકારે=૫૨

૫ વિનયના ૬૬ પ્રકારો શી રીતે છે તે હકીકત મળી શકી નથી.

૬ દેવવંદન ભાષ્યમાં વિસ્તારથી છે.

૭ ગુરૂવંદન ભાષ્યમાં વિસ્તારથી છે.

૮ યથાખ્યાત ચરિત્ર.



## ॥ એકાદશી ચારિત્રપદ પૂજા ॥

( પા ૮૧ થી ૮૩ સુધી અંક ૧-૫ )

૧ દક્ષિણાર્ધ ભરત અને ઉત્તરાર્ધભરતના મધ્યમા આવેના વૈતાઢ્ય પર્વતથી અને ગંગા સિંધુ નદી થયેલા ૭ ભાગો

૨ અનંતાનુબંધી ક્રોધ-માન-માયા-લોભ, અપ્રત્યાખ્યાની ક્રોધ-માન-માયા-લોભ, અને પ્રત્યાખ્યાની ક્રોધ-માન-માયા-લોભ

૩ અનંતાનુબંધી અને અપ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ

૪ શ્રી ભગવતી સૂત્રમાં આ પ્રમાણે છે—વર્તમાનકાળમા વર્તતા એવા આ શ્રમણ નિર્ગ્રંથ સાધુઓ ચિત્તસુખના લાભરૂપ લક્ષણવાળી તેજોલેશ્યાને કેવી રીતે ઉલ્લંઘન કરે છે ? એ પ્રશ્ન શ્રી ગૌતમસ્વામીજી તરફથી થતા તેના ઉત્તરમા શ્રી વીરપરમાત્મા કહે છે કે એક માસ-બે માસ-ત્રણ માસ-ચાર માસ-પાંચ માસ-છ માસ-સાત માસ-આઠ માસ-નવ માસ-દશ માસ-અગીઆર માસના દીક્ષા પર્યાયવાળો શ્રમણ અનુક્રમે-વાણ વ્યંતર, ભુવનપતિ, અસુરેન્દ્ર, જ્યોતિષ્કદેવ, ચંદ્રસૂર્ય, સૌધર્મ-ઇશાન સનત્કુમાર-માહેંદ્ર, બ્રહ્મ-લાંતક, મહાશુક્ર-સહસ્રાર, આનત-પ્રાણત-આરણ-અચ્યુત, અને નવગ્રૈવેયકના દેવોની અનુક્રમે-તેજોલેશ્યાને ઉલ્લંઘન કરે છે, બાર માસના પર્યાયવાળો નિર્ગ્રંથ મુનિ અનુત્તરવિમાનના દેવોની તેજોલેશ્યાને ઉલ્લંઘન કરે છે ત્યારપછી શુક્લ અને શુક્લાભિજાત્ય થઇ સિદ્ધ થાયછે **શ્રી ભગવતી સૂત્ર**

૫ જ્ઞાનને સમુદ્રની ઉપમા આપી તેના પર્યાયોને તરંગો સમજવા

---

## ॥ દ્વાદશી બ્રહ્મચર્યપદ પૂજા ॥

( પા ૮૪ થી ૮૫ સુધી અંક ૧-૩ )

૧ બ્રહ્મચર્યનો મૂળ અર્થ આ સ્વસ્વરૂપના રમણતા થાય છે, વ્યવહારૂ અર્થ મન વચન કાયાથી શીયલવ્રત પાળવુ તે

૨ દેવોનું ભોગ સુખ પણ પૌદ્ગલિક હોઇ શાશ્વત નથી.

૩ બ્રહ્મચર્યની ૩૨ ઉપમાઓ: ચંદ્ર, નક્ષત્ર, સમુદ્ર, વૈડૂર્ય, અરવિંદકમલ, મુકુટ, ક્ષૌમયુગલવસ્ત્ર, ગોશીર્ષચંદન, હિમવાન્ પર્વત, સીતોદા નદી, સ્વયંભૂરમણસમુદ્ર, માનુષોત્તરપર્વત, ઐરાવણહાથી, સિંહ, ધરણેંદ્ર, બ્રહ્મદેવલોક, સુધર્માસભા, લવસત્તમ દેવ, અભયદાન, કીરમજીરંગ, વજ્રઋષભનારાચ, સમચતુરસ્ર, શુક્લધ્યાન, શુક્લલેશ્યા, તીર્થંકર, મહાવિદેહ, મેરુગિરિ, નંદનવન, જંબૂવૃક્ષ, જંબૂદ્વીપ, ચક્રવર્તી અને વાસુદેવનો રથ.

---

## ।। ત્રયોદશી ક્રિયાપદ પૂજા ।।

( પા. ૮૬ થી ૮૮ સુધી અંક ૧–૬. )

૧ સાંસારિક પ્રાણીઓને વ્યવહારુરીતે સમજણ આપવા માટે તેમ જ પ્રાણીઓને સ્ત્રી–લક્ષ્મી–વિગેરે પદાર્થો ઉપર મોહ હોઇ મુક્તિનું સ્ત્રી વિગેરે ઉપમાઓ દ્વારા આકર્ષણ કરવાને અર્થે ' મુક્તિસ્ત્રી ' શબ્દ વપરાય છે.

૨ કાયકી, અધિકરણકી વિગેરે પચ્ચીશ ક્રિયાઓ નવતત્ત્વપ્રકરણમાં સુવિખ્યાત છે.

૩ મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા અને પરા.

૪ પ્રથમ ચાર દૃષ્ટિની મર્યાદાથી આગળ વધ્યા પછી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે.

૫ દુર્ધ્યાનના ૬૩ સ્થાનકો છે. આતુર પ્રત્યાખ્યાન પયન્નામાં **અન્નાણ-ઝાણે** ઇત્યાદિ પાઠ છે તેમાં ૬૩ સ્થાનકો છે. અજ્ઞાન, અનાચાર, કુદર્શન, ક્રોધ, માન, માયા, લોભ, રાગ, અપ્રીતિ, મોહ, ઇચ્છા, મિથ્યા, મૂર્છા, શંકા, કાંક્ષા, ગૃહિ, આશા, તૃષા, ક્ષુધા, પથિ, વિષમમાર્ગ, નિદ્રા, નિદાન, સ્નેહ, કામ, અપમાન, કલહ, યુદ્ધ,

નિયુદ્ધ, સગ, મગ્રહ, વ્યવહાર, ક્રયવિક્રય અનર્થદંડ, આભોગ, અનાભોગ, ઋણ, વૈર, વિતર્ક, હિંસા, હાસ્ય, પ્રહાસ, પ્રદ્વેષ પરપ, ભય, રૂપ, આત્મ પ્રશંસા, પરનિંદા, પરગર્હા, પરિગ્રહ, પરપરિવાદ, પરદૂષણ, આરંભ, સંરંભ, પાપ અધિકરણ, અસમાધિ મરણ, કર્મોદય પ્રત્યય, ઋદ્ધિ ગૌરવ, રસ ગૌરવ, સાતા ગૌરવ, અવિરતિ અને અમુક્તિ મરણ સ્થાન

૬ એવું પુણ્ય ઉપાર્જન કરો જેથી આગામી જન્મોમા પુણ્યની પરંપરાએ તૈયાર થતી જાય

---

## ॥ ચતુર્દશી તપપદ પૂજા ॥

( પા ૮૯ થી ૯૦ સુધી અંક ૧-૨ )

૧ સરખાવો 'જે તપકર્મ નિકાચિત ખપવે ક્ષમા સહિત મુનિરાયા'
—શ્રીમદ્ પદ્મવિજયજી

૨ વાસના ઉપર સંયમ જેમ જેમ વધે છે તેમ તેમ આત્માના જ્ઞાન દર્શન-ચારિત્રાદિગુણો સમૃદ્ધ થાય છે

---

## ॥ પંચદશી દાનપદ પૂજા ॥

( પા ૯૧ થી ૯૨ સુધી અંક ૧-૨ )

૧ અહિં 'દાન' એ ત્યાગ-સેવાના અર્થમા છે અભયદાન, સુપાત્રદાન અને અનુકંપાદાન એ ત્રણે દાનોથી સેવાધર્મ સર્વરીતે સધાય છે लक्ष्म्याभरण दान दानाभरण सुपात्र च
ઉપદેશતરંગિણી

૨ આ પાત્રોની ઉપમા ગુણાધિકની અપેક્ષાએ છે

---

## ॥ ષોડશી વૈયાવૃત્યપદ પૂજા ॥

( પા. ૯૩ થી ૯૪ સુધી. અંક ૧–૪. )

૧ વૈયાવચ્ચ=સેવા–શુશ્રૂષા–એ પદનું આરાધન અવશ્ય મુક્તિ આપ્યા સિવાય રહેતું નથી જેથી તે ગુણ અપ્રતિપાતિ છે—પ્રાપ્ત થયા પછી શાશ્વતપણે આત્મા સાથે રહે છે.

૨ આ સાત ‘ જિન ’ કહેવાય છે; જ્ઞાની, ચારિત્રધારી અને રાગ-દ્વેષાદિ દ્વંદ્વો ઉપર જય મેળવેલો હોઇ ‘ જિન ’ એ વિશિષ્ટ અર્થમા છે.

૩ આચાર્ય, ઉપાધ્યાય પ્રવર્તક, સ્થવિર, રત્નાધિક, બાળ, વૃદ્ધ, ગ્લાન અને તપસ્વી.

૪ મોહનીય કર્મ એ આત્માના ગુણોને આવરનાર હોઇ મદિરાતુલ્ય છે; જેથી આત્માને ઘેન પમાડી સુષુપ્તિ–સ્વપ્નદશા પ્રાપ્ત કરાવે ;છે; પરંતુ જ્યારે સ્વસ્વરૂપનું ભાન થાય છે ત્યારે અંતરાત્મપણું પ્રાપ્ત કરવા સાથે ‘ જાગૃત ’ દશા પ્રાપ્ત થાય છે અને પરમાત્મપણું પ્રાપ્ત થાય ત્યારે ઉજ્જાગર–તુરીય દશા પ્રાપ્ત થાય છે.

---

## ॥ સપ્તદશી સમાધિપદ પૂજા ॥

( પા. ૯૫ થી ૯૭ સુધી. અંક ૧–૮. )

૧ જૈનદર્શનમાં સમાધિ રાજયોગના અંગની હોય છે. અષ્ટાંગયોગો–સ્વાધ્યાય, પ્રણિધાન, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધ્યાન, ધારણા અને સમાધિ–એ ,રાજયોગની પ્રાપ્તિ અર્થે હોય છે; નહિ કે ઐહિક વાસનાઓની સિદ્ધિ અર્થે. મન વચન અને કાયાના યોગોનો ઉપ-રોક્ત અષ્ટાંગ સાધનોથી સંયમ કેળવી આત્માનું બળ કેળવવું અને પાતંજલ યોગની દૃષ્ટિએ સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત કરવી; અર્થાત્ જીવન્મુક્તપણું અને સિદ્ધાવસ્થા પ્રકટ કરવી–

એ હેતુ રાજયોગનો હોય છે, નહિ કે માત્ર પ્રાણાયામાદિ ઉપર અખિલ જીવનનું દષ્ટિબિંદુ રાખી તેમાં જ ગ્રથાયલા રહેવાનું, અહિ તો સમાધિપદની આરાધના એટલે કે જ્ઞાનદષ્ટિપૂર્વક સહુ જીવોને દ્રવ્યથી અને ભાવથી સમાધિ-શાંતિ આપવી-એ અર્થમાં છે, ઉપરોક્ત રાજયોગના અંગની સવિકલ્પ કે નિર્વિકલ્પ સમાધિ તો તીર્થંકરપદ પ્રાપ્તિ પછી કૈવલ્ય અવસ્થાના અંગભૂત હોય છે અર્થાત્ ઉપરોક્ત દ્રવ્ય-ભાવથી જીવોને પમાડેલ શાંતિ ભવિષ્યત્ કાળમાં આત્માને નિર્વિકલ્પ સમાધિ પ્રગટાવે છે

૨ નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ

૩ જુઓ ત્રીજી પ્રવચન પદ પૂજા સ્વાધ્યાય [ ૮ ]

૪ કાલ, સ્વભાવ, નિયતિ, ઉદ્યમ અને કર્મ

૫ પ્રત્યક્ષ, પરોક્ષ, અનુમાન અને શબ્દ પ્રમાણ

૬ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્‌ગલાસ્તિકાય, જીવાસ્તિકાય અને કાલ

૭ નવ અનુયોગ દ્વારો છતા [૧]પદની પ્રરૂપણા, [૨]દ્રવ્યપ્રમાણ [૩]ક્ષેત્ર, [૪]સ્પર્શના, [૫]કાલ, [૬]અન્તર, [૭]ભાગ, [૮]ભાવ અને [૯]અલ્પ બહુત્વ

૮ જ્ઞાન વગર આત્મસત્તાની વહેંચણ જડભાવમાંથી થઈ શકતી નથી, આત્મસત્તાની ભિન્નતા જાણ્યા પછી ધ્યાતા ધ્યેય અને ધ્યાનની એકતારૂપ-નિર્વિકલ્પ સમાધિ પ્રગટે છે



## ॥ અષ્ટાદશી અભિનવજ્ઞાનપદ પૂજા ॥

( પા. ૯૮ થી ૧૦૦ સુધી અંક ૧-૫ )

૧ निरुक्तिः पदभंजनं.

૨ સરખાવો:-ચૂર્ણિ ભાષ્ય સૂત્ર નિર્યુક્તિ. વૃત્તિ પરંપર અનુભવ રે; સમય પુરુષના અંગ કહ્યાં એ, જે છેદે તે દુર્ભવિરે.

શ્રીમદ્ આનંદઘનજી.

૩ બાર અંગો આચાર્યનું ગણિપિટક કહેવાય છે; કેમકે જેને સૂત્રરૂપ રત્નો અધિકારી પરત્વે આપવાના હોય તે તે આપવાને માં ગીતાર્થો દ્વાદશાંગીરૂપ પેટી ઉઘાડીને આપે છે.

૪ આગમના કોઇપણ ટીકા વિગેરે વિભાગનો અપલાપ કરવો અ નહિ માનવુ તેઓને શાસ્ત્રમાં ભાવચોર કહ્યા છે.

૫ ૭ છેદ ગ્રંથો: નિશીથ, જિતકલ્પ ( બૃહત્કલ્પ ), પંચકલ્પ, વ્યવહ દશાશ્રુતસ્કંધ અને મહાનિશીથ.

---

## ॥ એકોનવિંશી શ્રુતપદ પૂજા ॥

( પા. ૧૦૧ થી ૧૦૨ સુધી. અંક ૧-૭. )

૧ અલીક, ઉપઘાતજનક, નિરર્થક, અપાર્થક, છલ, દ્રુહિલ, નિઃ અધિક, ઊન, પુનરુક્ત, વ્યાહત, અયુક્ત, ક્રમભિન્ન, વચનભિ વિભક્તિભિન્ન, લિંગભિન્ન, અનભિહિત, અપદ, સ્વભાવહીન, ૦ હિત, કાલદોષ, યતિદોષ, છવિદોષ, સમયવિરુદ્ધ, વચનમાત્ર, અ પત્તિદોષ, અસમાસદોષ, ઉપમાદોષ, સ્વરૂપાવયવદોષ, અનિર્દેશદ પદાર્થદોષ, અને સંધિદોષ. એ ૩૨ શ્રુત-અભ્યાસના દોષો.

૨ સાંભળવાની ઇચ્છા, શ્રવણ કરવુ ફરી પૂછવુ, મનમા અવધારણ કરવુ, ગ્રહણ કરવુ વિચારવુ, નિશ્ચય કરવા અને ધારણ કરી રાખવુ એ શ્રુતના આઠ ગુણો

૩ આ ચોવીશીમા ૪ પ્રત્યેક બુદ્ધો ૧કરકડુરાજર્ષિ, ૨નમિરાજર્ષિ, ૩નગ્ગતિ અને ૪દ્વિમુખ

૪ કાલોચિત પઠનપાઠન, વિનય, બહુમાન, ઉપધાન, અનિહ્નવન વ્યજન, અર્થ અને વ્યજનાર્થ એ આઠે આચારો જ્ઞાનના અગના છે

૫ અક્ષરશ્રુત, અનક્ષરશ્રુત, સજ્ઞાશ્રુત, અસજ્ઞાશ્રુત, સમ્યક્શ્રુત, મિથ્યા શ્રુત, સાદિશ્રુત, અનાદિશ્રુત, સપર્યવસિતશ્રુત, અપર્યવસિતશ્રુત, ગમિકશ્રુત, અગમિકશ્રુત, અગપ્રવિષ્ટ, અનગપ્રવિષ્ટશ્રુત એ શ્રુતના ૧૪ પ્રકારો

૬ પર્યાય, પર્યાયસમાસ, અક્ષર, અક્ષરસમાસ, પદ, પદસમાસ, સઘાત, સઘાતસમાસ પ્રતિપત્તિ, પ્રતિપત્તિસમાસ, અનુયોગ, અનુયોગ સમાસ, પ્રાભૃતપ્રાભૃત, પ્રાભૃતપ્રાભૃતસમાસ, પ્રાભૃત, પ્રાભૃતસમાસ, વસ્તુ, વસ્તુસમાસ, પૂર્વ, પૂર્વ સમાસશ્રુત એ શ્રુતના ૨૦ પ્રકારો

૭ પયન્ના દશ છે ચઉસરણ, આઉરપચ્ચક્ખાણ, ભક્તપરિજ્ઞા, સસ્તારક, તદુલવૈયાલિક, ચદાવિજ્ય, દેવેદ્રસ્તુતિ, મરણસમાધિ, મહાપચ્ચક્ખાણ અને ગણિવિદ્યા શ્રી મહાવીર પ્રભુના ૧૪૦૦૦ મુનિઓએ ચૌદહજાર પયન્ના કરેલા હતા, તેમ શાસ્ત્રમા નિવેદન છે



## ॥ વિંશતિતમ તીર્થપદ પૂજા ॥

( પા. ૧૦૩ થી ૧૦૪ સુધી. અંક ૧–૮. )

૧ વર્તમાન શ્રુતના અર્થના જાણકાર.

૨ ધર્મોપદેશક નંદિષેણની જેમ.

૩ અનંત પ્રાણીઓનુ મુક્તિગમન સ્થળ.

૪ ત્રેવીશ તીર્થંકરોનું મુક્તિગમન સ્થળ.

૫ વાસુપૂજ્ય સ્વામીનું મુક્તિગમન સ્થળ.

૬ મહાવીર સ્વામીનું મુક્તિગમન સ્થળ.

૭ આદીશ્વરજીનું મુક્તિગમન સ્થળ.

૮ નેમનાથજીનું દીક્ષા, કૈવલ્ય અને મુક્તિગમન સ્થળ.



# ગુજરાતી-ભાષાંતરના ગ્રંથો

( મળી શકતા ગ્રંથોનું લીસ્ટ )

| | |
|---|---|
| ૨ શ્રી નવતત્ત્વનો સુંદર બોધ | ૦ ૧૦ ૦ |
| ૪ શ્રી જીવવિચાર વૃત્તિ | ૦-૬-૦ |
| ૮ શ્રી દંડક વૃત્તિ | ૦-૮-૦ |
| ૯ શ્રી નયમાર્ગદર્શક | ૦ ૧૦ ૦ |
| ૧૦ હંસ વિનોદ | ૦ ૧૨ ૦ |
| ૧૨ કુમાર વિહારશતક | ૧-૮-૦ |
| ૧૩ શ્રી જૈનધર્મ વિષયિક પ્રશ્નોત્તર | ૦-૮-૦ |
| ૧૪ શ્રી જૈન તત્ત્વસાર મૂળ તથા ભાષાંતર | ૦-૬-૦ |
| ૧૬ શ્રી આત્મવલ્લભ જૈન સ્તવનાવલી | ૦-૬-૦ |
| ૧૭ શ્રી મોક્ષપદ સોપાન | ૦-૧૨ ૦ |
| ૧૮ ધર્મબિન્દુ આવૃત્તિ બીજી | ૨-૦-૦ |
| ૧૯ શ્રી પ્રશ્નોત્તર પુષ્પમાળા | ૦ ૧૪ ૦ |
| ૨૧ શ્રી શ્રાવક કલ્પતરૂ | ૦-૬-૦ |
| ૨૨ શ્રી આત્મપ્રબોધ | ૨-૮-૦ |
| ૨૬ જૈન ગ્રંથ ગાઇડ | ૧-૦-૦ |
| ૨૭ શ્રી નવાણું પ્રકારીપૂજા ( અર્થ સહિત ) | ૦-૮-૦ |
| ૨૮ શ્રી તપોરત્ન મહોદધિ ભા ૧, ૨ જો | ૧-૦-૦ |
| ૨૯ શ્રી સમ્યક્ત્વ સ્વરૂપ સ્તવ | ૦-૪-૦ |
| ૩૧ શ્રી ચંપકમાળા ચરિત્ર | ૦-૮-૦ |
| ૩૩ શ્રી સમ્યક્ત્વ કૌમુદી ભાષાંતર | ૧-૦-૦ |
| ૩૪ શ્રી પ્રકરણ પુષ્પમાળા (દ્વિતીય પુષ્પ) | ૦-૮-૦ |
| ૩૬ શ્રી અધ્યાત્મમત પરીક્ષા | ૦-૪-૦ |
| ૩૭ શ્રી ગુરૂ ગુણમાળા | ૦-૬-૦ |
| ૩૮ શ્રી શત્રુંજય તીર્થ સ્તવનાવલી | ૦-૫-૦ |
| ૪૦ શ્રી જ્ઞાનામૃત કાવ્યકુંજ | ૦-૮-૦ |
| ૪૨ શ્રી ઉપદેશ સપ્તતિકા | ૧-૦-૦ |
| ૪૪ શ્રી પંચ પરમેષ્ટી ગુણ રત્નમાળા | ૧-૮-૦ |
| ૪૫ સુમુખનૃપાદિ ધર્મ પ્રભાવકોની કથા | ૧-૦-૦ |
| ૪૬ શ્રી નેમનાથ પ્રભુનું ચરિત્ર | ૨-૮-૦ |

| | | |
|---|---|---|
| ૪૭ શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભા. ૧ લો | ... ... | ૨–૦–૦ |
| ૪૮ આદર્શ જૈન સ્ત્રી રત્નો | ... ... ... | ૧–૦–૦ |
| ૪૯ શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૨ જો | ... ... | ૨–૮–૦ |
| ૫૦ ,, દાનપ્રદીપ | ... ... | ૩–૦–૦ |
| ૫૧ ,, નવપદજી પૂજા ( અર્થ સહિત ) | ... ... | ૧–૪–૦ |
| ૫૨ કાવ્ય સુધાકર | ... ... | ૨–૮–૦ |
| ૫૩ શ્રી આચારોપદેશ | ... ... | ૦–૮–૦ |
| ૫૪ ધર્મરત્ન પ્રકરણ | ... ... | ૧–૦–૦ |
| ૫૫ શ્રી પંચ પ્રતિક્રમણ સૂત્ર ( અર્થ સહિત શાસ્ત્રી ) | ... | ૧-૧૨-૦ |
| શ્રી પંચપ્રતિક્રમણસૂત્ર અર્થ સહિત ( ગુજરાતી ) | | ૧–૪–૦ |
| ૫૬ શ્રી આત્મવિશુદ્ધિ | ... ... | ૦–૬–૦ |
| ૫૭ કુમારપાળ પ્રતિબોધ | ... ... | ૩-૧૨-૦ |
| ૫૮ જૈન નરરત્ન “ ભામાશાહ ” | ... ... | ૨–૦–૦ |
| ૫૯ આત્માનંદ સભાની લાઇબ્રેરીનું અક્ષરાનુક્રમ લીસ્ટ | ... | ૦-૧૪-૦ |
| ૬૦ શ્રી વિમલનાથ ચરિત્ર | ... ... | ૧-૧૨-૦ |
| ૬૧ શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર | ... ... | ૧-૧૨-૦ |
| ૬૨ શ્રી પૃથ્વીકુમાર ચરિત્ર | ... ... | ૧–૦–૦ |
| ૬૩ ધર્મ પરીક્ષા | ... ... | ૧–૦–૦ |
| ૬૪ શ્રી પ્રભાવક ચરિત્ર | ... ... | ૨–૮–૦ |
| ૬૫ જૈન ધર્મ | ... ... | ૧–૦–૦ |
| ૬૬ શ્રી દેવસીરાઇ પ્રતિક્રમણ અર્થ સહિત ( ગુજરાતી ) | | ૦-૧૦-૦ |
| ૬૭ શ્રીપાળ રાજાનો રાસ, સચિત્ર, અર્થ યુક્ત | ... | ૨–૦–૦ |
| ,, ,, ,, રેશમી પુંઠું | ... | ૨–૮–૦ |
| ૬૮ સતી સુરસુંદરી ચરિત્ર | ... ... | ૧–૮–૦ |
| ૬૯ સંવેગદ્રુમ કંદલી | ... ... | ૦–૪–૦ |
| ૭૦ શત્રુંજયનો પંદરમો ઉદ્ધાર | ... ... | ૦–૨–૦ |
| ૭૧ ,, સોળમો ઉદ્ધાર | ... ... | ૦–૪–૦ |
| ૭૨ શ્રી વિશસ્થાનક પૂજા અર્થ સહિત | ... ... | ૦-૧૨-૦ |

**લખો:—શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર**